# THE SAPT SHATÍ OR CHANDÍ PÁTH,

BEING A PORTION OF

## THE MÁRKANḌEYA PURÁṆ,

TRANSLATED INTO GUJRÁTÍ

FROM

THE ENGLISH VERSION

OF

CAVALI VENKAT ṚÁMSWÁMÍ PANDIT.

PUBLISHED BY B. G. SHROFF.

BOMBAY.

PRINTED AT G. K'S. P. BY NÁRO KRISHNA DUMÁLE

BY ORDER OF THE EXECUTORS.

1871.

PRICE Rs. 2

# સપ્તશતી અથવા ચંડીપાઠ,

એ નામના

## માર્કંડેય પુરાણના



ખંડનું

ગુજરાતી ભાષાંતર;

કવલી વેંકટ રામસ્વામી પંડિતનાં

અંગ્રેજી ઉપરથી.

પ્રસિદ્ધ કરનાર બી. જી. શરાફ.



મુંબઈ:

ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં એક્ઝિક્યુટરોની

આજ્ઞાથી નારો કૃષ્ણ દુમાલેએ છાપ્યું.

૧૮૭૧.

કિંમત રૂ૦ ૨.

# પ્રસ્તાવના.



સપ્તશતી અથવા ચંડીપાઠ એ માર્કંડેય પુરાણનો એક ખંડ અથવા પ્રકરણ છે. બંગાળમાં કાળીની પુંજા કરનારાઓ એ ગ્રંથને બહુજ માન આપે છે, પણ આ બાજુએપણ એને પસંદ કરનારાઓની સંખ્યા કાંઈ થોડી નથી. તોએ એ ગ્રંથ અસલ સંસ્કૃતમાં હોવાને લીધે તથા આજ સુધી એનું જે એક ભાષાંતર હતું તે અંગ્રેજીમાં હોવાને લીધે ઘણાખરાઓને તો બ્રાહ્મણોને મોઢે જે કાંઈ થોડું ઘણું સાંભળ્યું હોય, તે ઉપરાંત એનું કાંઈપણ જ્ઞાન હોતું નથી. એટલા માટે જો એનું એક ગુજરાતી ભાષાંતર હોય તો તે ઉપયોગી થયા વિના રહે નહીં, એવું ધારી આ ભાષાંતર પ્રસિદ્ધ કર્યું છે.

જો કે એ ભાષાંતર ઉપર મેહનત લેવામાં કાંઈ કસુર થઈ નથી, તોપણ ભાષાંતર કર્તા એવું નથી માનતો જે એમાં ખાંમીઓ બીલકુલ છેજ નહીં. ખામીઓ તો એમાં હશેજ, પણ વાંચનાર જ્યારે ધ્યાનમાં લેશે જે એક સાધારણ વાર્તા અથવા એવી કાંઈ બીજી બાબદનુ ભાષાંતર કરવાનાં કામ કરતાં એક ધર્મ પુસ્તકનું ભાષાંતર કરવાનું કામ ઘણું વધારે કઠણ હોય છે, તથા

વળી ભાષાંતર કર્તાની જાહેરમાં આ પેહલીજ કોશેશ છે. ત્યારે એમાંની ખામીઓ ઉપર તે જાઝું લક્ષ દેશે નહી.

એ ગ્રંથમાં સાતસો શ્લોક હોવાને લીધે એને "સપ્તશતી" અથવા "સાતસો" એવું નામ આપ્યું છે. એમાં દેવી દૈત્યો સાથ લડાઈ કરે છે તે વખતનાં તેનાં કર્મો તથા રૂપાંતરનું વર્ણન આવ્યું છે. એ લડાઈનું પરિણામ એ નિપજે છે જે દૈત્યોનો સંહાર થાય છે, તથા હારેલા દેવો પોતાની અસલ હાલતે પાછા આવે છે.

બીજા મનુના વખતમાં ચૈત્ર જાતીના રાજા રાજ કર્તા હતા. એઓ મધે સુરથ નામે એક રાજા થઈ ગયો, જે ઘણોજ ભક્તિમાન હતો, અને જે પોતાની પ્રજાને પોતાનાં બચ્ચાં માફક ગણી, તેમની સંભાલ લેતો હતો. પણ માઠાં ભાયગે કેટલાક જંગલી રાજાઓ, જેઓ જંગલી વરાહનો શિકાર કરતા, તથા ડુક્કરનું માંસ ખાતા, તેઓએ તેનાં રાજ ઉપર ચઢાઈ કરી, તથા તેને હરાવી, તેનું સઘળું રાજપાટ લેઈ લીધું, જે માત્ર તેની રાજધાણીજ તેનાં હાથમાં રહી. પણ આ થોડી સત્તા પણ એ કમનસીબ રાજાના હાથમાં જાઝોવાર ટકી નહીં. તેના મંત્રિઓ કાવતરાં ખોર હતા, તેથી તેઓ તેના દુશમનો સાથ સંબંધ રાખવા લાગ્યા, અને અંતે સુરથ રાજાને તેનાં ગામમાંથી એક શૂન્ય વનમાં હાંકી કાઢ્યો, જ્યાં, હવે રાજકાજના ખટ-

લામાંથી છુટો હોવાને લીધે, આ દુનિયાનો સંસાર કેવો ક્ષણભંગુર હોય છે તેવિશે વિચાર કરવાનો તેને વખત મળ્યો.

એ વનમાં ઘણા દિવસ સુધી ભટક્યા પછે, સુરથ રાજા માધુ નામે એક મુનિ પાસ આવ્યો. એ મુનિનાં રેહઠાણની આસપાસ ઘણાંક જંગલી હેવાંનો નિરઅપરાધીપણે રમત કરતાં હતાં. મુનિએ ભૂપતિની સારી રીત પરોણાગત કરી. તેની સાથ કેટલાક દિવસ રહી, એક વેળા સુરથ રાજા બહાર ફરવા નિકળ્યો. એ વખ્તે તે ઘણો ઉદાશી હતો, કાંકે તેનાં મનમાં તેનાં ખોઈ દીવેલાં રાજ, તેની દુઃખે પીંડાતી પ્રજા, તેની સ્ત્રી, તેનાં બાળકો—એ સઘળાં વિશે વિચાર આવતો હતો. ફરતાં ફરતાં તેને વૈશ્ય જાતીનો સમાધી નામે એક પુરૂપ મળ્યો. ભૂપતિએ તેને વનમાં આવવાનું કારણ પુછ્યાથી માલમ પડ્યું જે તેને પોતાંની સ્ત્રી તથા પોતાના પુત્રોના લોભ તથા દુષ્ટ બુદ્ધિ માટે દેશ ત્યાગ કરવો પડ્યો હતો.

આ રીતે તેઓ બંને સરખી રીતે દુઃખી હતા, તોએ જેઓએ તમનાં ઉપર એ દુઃખ પાડ્યું હતું, તેઓના ઉપર તેમને પ્રિતી શામાટે આવતી હતી, તે તેઓ કહી શક્યા નહીં.

એટલા માટે તેઓ પોતાના દગાખોર સગાંસ્નેહીઓ તરફના આ પ્યારનું કારણ માધુ મુનિને પુછવા ગ-

યા. મુનિએ તેમને જણાવ્યું જે એ રીતની પ્રિતી તેમનાં એકલાનાંજ મનમાં છે એમ નહીં, પણ સઘળાં પ્રાણીઓનાં મનમાં હોય છે, અને તે મહામાયા કહેવાય છે.

સુરથ રાજા તથા માધુ મુનિની ઉપલી વાત થવા પછે તે ઉપરથી ચંદીપાઠ સરૂ થાય છે. એનાં તેર પ્રકરણ છે, અને દરેક પ્રકરણમાં શી શી બાબદ આવી છે, તે સાંકળિયાં ઉપરથી જણાશે.



# સાંકળીયું.

# સપ્તશતી અથવા ચંડીપાઠ.

## પ્રકરણ ૧લું.

માર્કંડેય કહેછે જે—સાવર્ણિ (સૂર્યનો દીકરો) તે આઠમો મનુ છે, એમ કહેવાયું છે. સાંભળ! હું તેના જન્મની વાત વિપુલ રીતે કહીશ.

મનુઓ—મોટા ભાગના ધણીઓ—મહામાયાની કૃપાથી મનવંતરના સ્થાપનાર હતા. તેઓમધે સાવર્ણિ હતો.

આગલા કાળમાં, સ્વારોચિષનાં મનવંતરમાં, સુરથ—જે ચૈત્રેય જાતિનો જન્મેલો—તે આખી પૃથ્વિનો રાજા થયો.

પિતા માફક પોતાની પ્રજા ઉપર તે રાજ ચલાવતો; પછે જે રાજાઓ જંગલી વરાહના શિકારીઓ હતા, તેઓ તેના શત્રુ થયા.

જંગલી વરાહના શિકારીઓમાં એક પરાક્રમી અને મોટા રાજાએ યુધ્ધમાં તેનો પરાજય કીધો, અને તેની સત્તા તોડી.

ત્યાંથી મહાભાગોનો ધણી પોતાને શેહેર પાછો

ર્યો, અને માત્ર દેશના પોતાનાજ ભાગ ઉપર રાજ ચલાવવા લાગ્યો. તે રાજા પછે સર્વથી મોટા શત્રુઓથી ઘેરાયો.

મંત્રીઓ તથા બીજા ખરાબ મનવાળા તે નમ્ર રાજાની સઘળી દોલત લઈ બેઠા, અને ભૂપતિએ તેનાં શેહરમાંનું સઘળું દ્રવ્ય ખોઈ દીધું.

તેનું રાજપદ તે ખોઈ બેઠો. શિકાર કરવાના નિમિત્તથી, તે પોતાના ઘોડા ઉપર બેસી, એકલો એક ઉજડ વનમાં ગયો.

ત્યાં તેણે એક ઉત્તમ દ્વિજનું મઠ દીઠું, જેની આસપાસ જંગલી હેવાનોની ભીડ થઈ હતી, અને જે તેના ચેલા તથા મુનિઓ હાજર હોવાથી સુશોભિત થયું હતું.

મુનિ, જે તેને માન આપતો, તેનીસાથ ત્યાં તે કેટલોક વખતસુધી રહ્યો, અને આંહીં તંહીં ભટકતો.

જે પ્રીતિ તેનાં મનને ધોંટાળો આપતી, તેઉપર ત્યાં તેણે આપ્રમાણે વિચાર કર્યો—'જે ઉપર મારા વડીલો રાજકરી ગયા, તે પછવાડેથી મેં ખોયું.

'હું વિસ્મય પામુંછું જે મારી પ્રજા ઉપર વાસ્તવિક રીતે રાજ ચાલે છે કે નહીં. મારા મંત્રીઓ, તથા મારા કેળવેલા હાથી સુરહસ્તિનું શું થયું છે, તે હું જાણતો નથી.

'તેઓ હાલ મારા શત્રુઓના કબજામાં છે. તે,

જેઓ અગાઉ ખોરાક તથા દ્રવ્યથી પુષ્ટ થતા હતા, તે હાલ શી મોજ ભોગવી શકે?

'હાલતો ખચીત પારકા રાજાઓ તેમને દુઃખ દેતા હશે. જે ખજાનો એકઠો કર્યો હતો તે વ્યર્થ કામો ઉપર ઉડે છે.'

તેનો ખજાનો ખરચાતો માટે રાજા ઉદાસ હતો. આ તથા બીજી બાબદો ઉપર તે નિત્ય વિચાર કરતો.

એક વિપ્રનાં રેહેઠાણ આગળ તેણે એક વૈશ્યને દીઠો. તે બોલ્યો—'અરે! કોણ છે તું? અંહી આવવાનું કારણ શું છે તને?

'ચિંતાતુર અને ઉદાસ કાં દિસે છે રે તું? અહો દ્રવ્યવાન પુરૂષ! દલગીરીથી તારી આંખો લાલ કાં થઈ છે?'

માર્કંડેય કહે છે જે—ભૂપતિનાં નમ્ર વચન સાંભળી, વૈશ્યે તેને તાબેદારીથી ઉત્તર દીધો—

'મારૂં નામ સમાધી; હું વૈશ્ય છું. એક ધનવાન કૂળમાં હું જન્મ પામ્યો છું. મારાં પુત્ર તથા સ્ત્રીના લોભ તથા દુષ્ટબુદ્ધિ માટે મને મારો દેશ ત્યાગ કરવો પડ્યો છે.

'મારી દોલત મારા છોકરાઓ પાસે છે, અને હું ધન, સ્ત્રી તથા બાળક વિનાનો થયો છું. મારા મિત્રો

તથા સગાંવાહલાંને પછવાડે છોડી, દલગીરીમાં વનમાં મેં આશ્રય લીધો.

'મારા પુત્રોનાં સુખદુઃખથી, મારાં લાગતાં વળગતાંઓ કે સ્ત્રીનાં કલ્યાણથી અજાણ્યો અંહીં હું રહુંછું.

'તેઓનું ઘર હાલ નિર્ભયતામાં છે કે વિપત્તિમાં! મારા પુત્રો કેમ છે! તેઓ સદાચરણી કામમાં રોકાયલા છે કે દુરાચરણી કામમાં!'

ભૂપતિએ પ્રશ્ન કર્યો જે—'તે પુત્રો તથા તે સ્ત્રી, જેમના લોભથી તને દેશ છોડવો પડ્યો, તેઓ ઉપર તું પ્રીતિ શામાટે રાખે છે?'

વૈશ્યે ઉત્તર વાળ્યો—'મારા વિચાર જાણ્યા છતાં શાસારૂ તું મને પ્રશ્ન કરેછે? મારૂં હૈયું હું કઠણ કરી શકતો નથી. હું શું કરી શકું?

'લોભે તેમનો પિતૃસ્નેહ તોડી નાંખ્યો છે, તોપણ મને મારાં લોકમાટે લાગે છે.

'અહો મહાવિવેકી પુરૂષ! હું ભોળો છું, કારણ કે મારા કિતુરી સ્વકુટુંબીઓ ઉપર, હું તેઓને ઓળખુંછું, તોપણ હું પ્રીતિ રાખું છું.

'હું તેમને ધિક્કારી કેમ શકું? અથવા મારા દિલમાં દ્વેષભાવ કેમ રાખું?'

માર્કંડેય કહેછે જે—તે સમાધી નામનો વૈસ્ય, તથા તે પ્રૌઢ રાજા મુનિપાસે ગયા.

બોધમાં ફરમાવ્યાપ્રમાણે, તેમને તેણે યોગ્ય રીતે માન આપ્યું. તેઓ બન્ને ઈતિહાસ વિશે વાતો કરવા લાગ્યા.

ભૂપતિએ કહ્યું—'અહો! ઇશ્વરી પુરૂષ, હું તને એક વાત વિશે પુછવા ઈચ્છું છું. તું તેની મને સમજાણ આપ. મારાં મને તેનું વ્યાપાર ખોયું છે. ચિંતાથી હું બેજાર થાઊં છું.

'અહો, શ્રેષ્ઠ મુનિ! આ શું! જો કે ક્ષણિકપણાંથી હું વાકિફ છું, તોપણ એક અજ્ઞાની પુરૂષની માફક, મને મારાં રાજ્ય તથા સઘળા ખટલા ઉપર પ્રીતિ છે.

'આ પુરૂષને એનાં પુત્ર, સ્ત્રી, સેવક તથા સગાંસ્નેહીઓને લીધે ગામ છોડવું પડ્યું, તોએ તેઓમાટે એને દયા લાગે છે.

'આ રીતે હમો બંને અતિશય ખિન્ન થેયે છેયે. પ્રીતિ અમને દોષદાયક કામો કરાવે છે.

'અહો! શોભાયમાન મુનિ, આ શું! હમો ચતુર છેયે, તોપણ હમારી મનોવૃતિ વ્યાપારમાં અંધાપો કરે છે.'

રૂશીએ કહ્યું—'અહો, મહાભાગના ધરાવનાર! સઘળાં પ્રાણીઓ, જેઓમાં જીંદગીની ઈચ્છા હોય છે, તેઓમાં ડાહાપણ હોય છે. મનોવૃત્તિ દરેકમાં વિશેષ રીતે સબળ થાય છે.

'કેટલાંક પ્રાણીઓ દિવસે આંધળાં હોય છે, ને કેટલાંક રાત્રે; અને વળી બીજાં હોય છે જેઓ રાત્રે અને દિવસે બંને સરખી રીતે આંધળાં જણાય છે.

'ખરૂં છે જે રાજાઓ ડાહાપણવાળા દિસે છે, પણ, ખરેખર એમ હોતા નથી. પશુ પંખી અને સઘળાં પ્રાણીઓને જ્ઞાન હોય છે.

'જે જ્ઞાન મનુષ્ય જાત ધરાવે છે, તે બીજાંઓને પણ સરખી રીતે મળેલું છે. જો. પક્ષીઓ ડાહ્યાં છે, માટે પોતે ભૂખથી પીડાય છે તોએ, પ્યારથી પોતાંની ચાંચવડે પોપડા ઉચકે છે, અને પોતાનાં બચ્ચાંને ખવડાવે છે.

'અહો, રાજાઓમાં મુખ્ય! તું દેખતો નથી કે માણસો પ્યારથી બીજાઓના* ફાયદા માટે પોતાનાં બચ્ચાં ઉછેરે છે.!

'મોહે કરી પ્યારનાં વમળમાં તેઓ પડે છે. મહામાયાનાં બળે પૃથ્વિ પ્રથમ સરજાઈ હતી.

'પૃથ્વિનાથ નિદ્રાયોગમાં હતો તેટલાં મહામાયાએ તેને ધર્યો. તે મહામાયામાં હરી લપટાયો: તે જગતને બાંધી લે છે.

'તે દિવ્ય દેવી, સર્વથી ડાહાપણવાળાઓનાં પણ હે-

---

* "બીજાઓના" એટલે- હવે પછીના જમાનાના.

યાં નિવાર્ણાશક્ય રીત કબજે કરી લે છે, તથા બળાત્કા-
રે મહામાયામાં લઈ જાય છે.

'જગત, જે સજીવ તથા નિર્જીવ ચીજોનું બનેલું છે, તે તણે સરજાવ્યું છે. તેના આશીર્વાદ મુક્તિ આપે છે.

'શ્રેષ્ઠ તારણ તેના વિશે જ્ઞાન હોવાથી મળે છે. તે અનંત છે, તથા મૃત્યુને ગાંઠે છે. સઘળી દેવીઓ ઉપર મોટી દેવી તે છે.'

ભૂપતિ બોલ્યો—'અહો! ઇશ્વરી પુરૂષ, તે દેવી કોણ છે? અહો! દ્વિજન્મી, જેને વિશે હમણા તું બોલ્યો, તે કેમ જન્મ પામી હતી? શા શા દેવ કર્મ તણે કર્યાંછે?

'તે, જેનો આકાર અદભૂત છે, તણે કયાં આશ્ચર્યકારક કામો કર્યાં છે? અહો, જેઓ પ્રભુને ઓળખે છે તેઓમાં ઉત્કૃષ્ટ! એ બાબદો વિશે સાંભળવા હું ઇચ્છું છું. કહે તું મને.'

રૂશી બોલ્યો—'પૃથ્વિનો આકાર નિરંતર છે. સઘળી ચીજો તણે સરજી છે. તેના જન્મવિશે વારંવાર મને કેહવામાં આવ્યું હતું.

'તે અનાદિ છે, તથા માત્ર દેવોના લાભને માટેજ* તણે આકાર લીધો હતો.

'પૃથ્વિ ઉપર મોટી રેલ આવી તે વેળા દિવ્ય શ્રેષ્ઠ

* "દેવોના લાભને માટે," એટલે દૈત્યોનો નાશ કરવા.

પતિ વિષ્ણુ કલ્પને છેડે સર્પખીછાનાં ઉપર પડેલો હતો.*

'ત્યારે મધુ તથા કેતભ નામના બે ભયંકાર અસુરો વિષ્ણુના કાનના મેલમાંથી પેદા થયા, અને બ્રહ્માને ઠાર કરવાનો યત્ન કર્યો.

'પ્રજાપતિ, જે વિષ્ણુની કમળ દુંટીમાં રેહેતો હતો, તેણે તે બે રીસે ભરાયલા અસુરોને, તથા ઊંઘતો જનાર્દન (જે નિંદ્રાયોગમાં હતો), તેને દીઠો. તે દેવી જેણે હરીની આંખ તે પોતાનું રેહેઠાણ કર્યું હતું, તેને પ્રજાપતિએ સખ્ત આકીનથી આ રીતે પ્રાર્થના કરી—

" અહો! જગતની દેવી, પૃથ્વિની માતા, વસ્તુઓ સરજાવનાર તથા તેમનો નાશ કરનાર, વિષ્ણુની નિંદની દેવી, જેને અતિશય ઝલકાટ છે, જે ચઢીઆતા તથા શ્રેષ્ઠ છે." †

---

* પૃથ્વિના ન્હાના નાશની વેળાએ જે પાણી પૃથ્વિ ઉપર ફરી વળે છે તેની વચ્ચે શેશ સર્પ ઉપર વિષ્ણુ આરામ લીએછે. વળી અશાધની ૧૧ મી તારીખથી તે કારતિકની ૧૧ મી સુધી, એટલે જુનથી અકટોબર સુધી, ( ચોમાંસાંમાં ) પણ ચાર મહીના સુધી તે ઊંઘે છે.—પ્રોફેસર વીલસન.

† કોઈપણ દેવ અથવા દેવીની કૃપા મેળવવાનો સર્વથી સરસ માર્ગ એજે તેને ઘણે નામે બોલાવવી.—પ્રોફેસર વીલસન.

'બ્રહ્મા વધુબોલ્યો—"તું સ્વહા છે, તું સ્વધા છે, તું વશઅતકર છે, તું સુધા છે, તું અકશર છે, તું અનાદિ તથા ત્રિબળછે; માત્રા!

"અર્ધમાત્રા, અચલ, અખંડ, તું તે છે જે વળી અનિર્વાચ્ય છે. તું સાવિત્રી છે; તું રોશણી છે, તથા એક શ્રેષ્ઠમાતા છે.

"તું સઘળી ચીજનું પોપણ કરનાર છે. તેં સઘળી ચીજ સરજી છે. તું સઘળી ચીજ ઉપર રાજ કરે છે. તું હમેશ અંત સુધી હૈયાત રહે છે.

"સૃષ્ટિનું તું તત્વ છે. તું આકાર આપી શકાય એ-વી છે. તું જતન કરનાર, તથા અંતે નાશ કરનાર છે. બ્રહ્માંડમાં તું ફેલાઈ રહે છે.

"તું ઉતકૃષ્ટ જ્ઞાન છે. તું મોટી માયા, શ્રેષ્ઠ પ્રજ્ઞા, શ્રે-ષ્ઠ સ્મર્ણશક્તિ, માહા મમતા, વિશાળ પ્રકાશ તથા પ્ર-તાપી દેવી છે,

"જે કાળરાત્રિ, માહારાત્રિ તથા મોહોરાત્રિ, એ ત્રણ બળથી* બધી બાબદો વિશે ચિંતન કરે છે; ભયાનક!

"તું ભાગ્યોદય છે, તું દેવી છે, તું હરી છે. જે ડા-હાપણ બુદ્ધિ સરજે છે, તે તું છે. તું મર્યાદા, બળ તથા તૃપ્તિ છે; તું નમ્રતા તથા દયાશિલતા છે.

* "ત્રણ બળ" એટલે- સરજવું, જતન કરવી, તથા નાશ કરવો.

" તું ખડગીની, શૂળિની, ભયંકાર ગદિની; ચક્રિની, શંખિની, ચાપિની, બાણ, ભૃશુંડી તથા પરિઘ છે.

" તું શાંત છે. લીનોમાં સર્વથી મોટી, ઉત્કૃષ્ટોમાં રૂપાળી, ઉત્તમ, શ્રેષ્ઠ, તું માહાદેવી છે.

" જે સર્વ ન્હાનું છે, તથા જે સર્વ મોટું છેતેમાં, રંગીલી તથા ઉદાસ ચીજોમાં તું હૈયાત છે; અને તેઓનું બળ મેળવ્યાથી તું બળવંત છે. તારી સ્તુતિ કરવા કોણ રહ્યું છે ?

" તું જગત સરજે છે; તું જગતનો નાશ કરે છે. તારો વખાણ કોણ કરી શકે ?

" વિષ્ણુ અને માહાઈશાન જે બંનેને તેં સરજ્યા હતા, તેમનું શરીર તું તારા કબજામાં રાખે છે. તારા વખાણ કરવાને કોણ શક્તિવાન છે ?"

'તે દેવીનાં નામાંકિત કર્મોને તે વખાણે છે, કે તે દુષ્ટ અસુરો મધુ તથા કૈતભને ગાંડે,

'અને તે શ્રેષ્ઠ સ્વામી, જે તે બંને દુષ્ટ રાક્ષસોને મારનાર હતો, તેને ઉઠાડે.'

તે રૂશી બોલ્યો—'બ્રહ્માએ આમ વખાણ કર્યાં, જે દેવી, રીસે ભરાઈ, મધુ તથા કૈતભને મારવા માટે વિષ્ણુને ઉઠાડે.

'તેણે વિષ્ણુનાં આંખ, નાક, હાથ તથા છાતી છુ-

ટાં કર્યાં, તથા બ્રહ્મા, જેનો જન્મ સ્વચ્છ છે,* તેને નજરે પડી.

'જનાર્દનને તેણે છોડ્યો. પૃથ્વિપતિ સમુદ્રમાનાં સેનાં સર્પ બીછાનાં ઉપરથી ઉઠયો, અને તઓને દીઠાં.

'મધુ તથા કૈતભ, દુષ્ટમનના વીરો, લડાયક, એઓએ રાતી દૃષ્ટિથી બ્રહ્માને નિર્મૂળ કરવાની કોશેશ કરી.

'પછે ઉઠીને તઓ બંનેએ પાંચહજાર વર્ષ સુધી ઇશ્વરી હરી સાથ કુસ્તી કરી.

'માહામાયાથી તઓ મસ્ત થઈ ગયાં હતા. મગરૂબીથી ફુલી, કેશવને તઓએ તેની ઇચ્છા જણાવવા કહ્યું.

'ભગવાને ઉત્તર દીધો—"તમો બંને મારે હાથે માર્યા જશો. બીજી મારી શી ઈચ્છા છે? જાણો જે આજ માત્ર મારી ઈચ્છા છે."'

ઋશી કહે છે જે 'પાણીથી ડુબેલાં જગતભણી તેઓએ જોયું, અને પોતાને છેત્રાયલા ધાર્યા. તઓએ કમળઅક્ષના ઈશ્વર આગળ જોયું, અને આમ બોલ્યા.

"હમો કુસ્તીથી સંતોષ પામ્યા છીયે, અને તારા વ-

---

* "જેનો જન્મ સ્વચ્છ છે"—મધુ તથા કૈતભના જન્મ સાથ સરખાવતાં બ્રહ્માનો જન્મ સ્વચ્છ હતો. બ્રહ્મા વિષ્ણુની દુટીમાંના કમળમાંથી નિકળયો હતો, પણ મધુ તથા કૈતભ વિષ્ણુના કાનના મેલમાંથી પેદા થયા હતા.

ખાણ કર્યે છીયે. અરે! પાણીથી ન ભીજાએલી એ-
વી કોઈ જગ્યાએ હમને હરાવ, અને જીતમેળવ."”
રૂશી બોલ્યો—"તે ઈશ્વર—શંખ તથા ચક્રનો પકડ-
નાર—બોલ્યો જે "હું એમ કરીશ." એપછે તેણે તેના
થાપા ઉપરનાં ચક્રવતે તેમનાં માથાં કાપી નાખ્યાં.
'બ્રહ્માએ પોતે એ કામની વખાણ કરી. એ દેવી-
નાં દેવ કર્મો વિશે હું વિપુલ રીતે તને કહીશ. સાંભળ!'
પેહેલું પ્રકરણ, જેમાં મધુ તથા કૈતભના નાશ વિશે
કહેલું છે, તે આંહી સુધી આવે છે.

## પ્રકરણ ૨જું.

આગલા કાળોમાં, દેવો તથા રાક્ષસો વચ્ચે સોવ-
રસની આખી મુદતસુધી યુદ્ધ મચ્યું હતું. વળી સર્વ-
થી મોટા રાક્ષસ મહીશાસુર, તથા સર્વથી મોટા દેવ
પુરંદર વચ્ચે પણ (યુદ્ધ મચ્યું હતું.)
તે માહાબાહાદુર રાક્ષસે દેવોનું લશ્કર હાંકી કા-
ઢ્યું. મહીશાસુરે સઘળા દેવદૂતોને હાંકી કાઢ્યા, અને
પોતે ઈંદ્ર થયો.

એ પછે હારેલા દેવો, પ્રજાપતિ જેનું રેહેઠાણ ગરૂડધ્વજનો કમળ હતો, તેની સાથે ગયા.

તે ત્રિદશાઓએ મહીશાસુરનાં કામોનાં વર્ણન સાથે દેવોનું દુઃખ તેની આગળ મુક્યું.

કે "તેણે સૂર્ય, ઈંદ્ર, અગ્નિ, અનીળ, ઈંદુ, યમ તથા વરૂણ તથા બીજાઓની સત્તા લેઈ લીધી હતી, તથા પોતે રાજ કરતો હતો."

તેઓ બોલ્યા, "ખરાબ મનના મહીશાથી દેવો ઉપર વિપતિ પડે છે. દેવોનાં આખાં ટોળાંએ આકાશ છોડ્યું છે, તથા તેઓ મનુષ્યની પેઠે પૃથ્વિ ઉપર ભટકે છે.

"અમરોના શત્રુઓનાં આ કાંમો છે; તેઓના મોતનો વિચાર કરવાને હમો તારા આશ્રયને નમ્રતાથી નમ્યે છૈયે."

દેવોના બોલો ઉપર મધુસુદને કાન દીધા; સંભુને રીસ ભરાઈ, તથા અતિશય કોપથી તેણે ભવાં સંકોચાવ્યાં.

પછી ચક્રીનીનાં મોહોડાં ઉપર અતિશય રીસ આવી; બ્રહ્મા તથા શંકરમાંથી અતિશય રોશણી નિકળી.

શક્ર તથા બીજા સર્વ દેવોનાં અંગમાંથી રોશણીના મોટા જથ્થા નિકળ્યા, તથા એકઠા થયા.

આ પ્રકાશિત રોશણી એક બળતા પર્વત સરખી

દિસતી. સુરોએ આ બલતું દીઠું, માટે મંડળને છેટે તેઓ ગયા.

આ અનુપમ રોશણી સઘળા દેવોનાં શરીરમાંથી નિકળી, અને એ ચમત્કારનો આકાર બદલાઈ ત્રણ જગતમાં પુગે એવી એક સ્ત્રી થઈ.

શિવની શક્તિથી તેનું રૂપ બન્યું. યમના ઝળકાટથી તેના કેશ બન્યા. વિષ્ણુની રોશણીથી તેના હાથ બન્યા.

તેનાં બે સ્તન ચંદ્રે* કર્યાં. તેઓ વચેની જગ્યા ઈંદ્રે કરી, ને તેના થાપા તથા તેના પગનાં ટેટાં વરૂણે કર્યાં. ભુવીની રોશણીથી તેની કમર થઇ.

---

* ચંદ્ર વિશેની નીચલી વાત "હિંદુ થીએટર" નાં પેહેલાં પુસ્તકમાંથી લીધી છે—

" ચંદ્રે દક્ષની ૨૭ દીકરીઓ સાથ લગ્ન કર્યાં હતાં; પણ એ-
" ઓમાં એની સર્વથી વાહાલી સ્ત્રી રોહીણી હતી, જેના ઉપર તે
" એટલું હેત રાખતો જે તેથી તેની બીજી સ્ત્રીઓ રીસે ભરાઈ અ-
" ને પોતાના પિતા આગલ ફરીયાદ કરી. દક્ષ ચંદ્રને વારંવાર
" સમજાવતો, પણ તેની મેહનત ફોકટ ગઈ, માટે તેણે તેને શ્રાપ
" દીધા, જેથી તે પુત્રરહિત થયો, અને તેને ખઇરોગ થયો. પછે
" તેની સ્ત્રીઓએ દક્ષને કાલાવાલા કર્યાંથી તેણે, શ્રાપ તદન કાઢી
" ન નખાય, માટે ફેરવીને એવું કર્યું જે ચંદ્રને એ રોગ હમેશ
" નહીં, પણ વખતે વખતજ લાગુ થાય, અને વખતે વખત તે
" સાજે રહે. આ કારણસર ચંદ્રનું તેજ વખતે વખત વધે છે
તથા ઓછું થાય છે."

બ્રહમાની શક્તિથી તેના પગ બન્યા, સૂર્યનાં કીરણથી તેના અંગુઠા થયા. વસુવે તેનાં આંગળાં કર્યાં. કુબેરે તેનું નાક કર્યું.

પ્રજાપતિના ઝલકાટથી તેના દાંત બન્યા. પાવકની શક્તિથી તેની ત્રણે આંખ બની.

સંધીની રોશણીથી તેનું કપાળ થયું. અનીળથી તેના કાન થયા, તથા બીજા દેવોની રોશણીથી તેનું અંગ બન્યું.

સઘળા દેવોની રોશણીની કીર્ત્તિમાંથી શિવ પેદા થઈ.

મહીશાના નાશ કરનારને જોઈ અમરો અત્યાનંદ પામ્યા. પીનાકના ધરનારે તેનું શૂળ કાઢ્યું, અને તે તેને આપ્યું. વિષ્ણુએ પોતાનાં ચક્રમાંથી કાઢેલું એક ચક્ર તેને આપ્યું.

વરૂણે તેને શંખ આપ્યો. હુતાસને શક્તિ, મરૂતે એક તીર તથા ભાથા સાથે સંપૂર્ણ કમાન આપી.

ઈંદ્રે તેના કુલીશમાંથી વજર લીધો, હજાર આંખી દેવે ઈરાવત હાથી પાસેથી ઘંટ લીધો, અને તેને આપ્યો.

વરૂણે તેને એક ફાસ આપ્યું, તથા યમે કાળદંડ આપ્યો. પ્રજાપતિ—પ્રજાના ધણીએ એક અક્ષમાળા તથા કમન્ડળુ તેને આપ્યાં.

દિવસના સરજનારે તેના કેસના મૂળમાં પોતાનાં

કીરણો ભર્યાં; કાળે તેને એક અપારદર્શક ઢાલ તથા તરવાર આપી.

એકહાર—દુધ જેવો નિર્મળ--પવિત્ર સર્વાંગ; એક સુદામની તથા ઈશ્વરી કુંડળ તથા કટક.

એક અર્ધચંદ્ર; તેના હાથ ઉપર એક સુંદર કેયુર, ખભા આગળ પેહેરવાનાં ઘરેણાં, તથા સુંદર હારો. તેનાં સઘળાં આંગળાંઓ ઉપર રત્નોની વીટીઓ. વિશ્વકરમાએ તેને સ્વચ્છ પરશુ આપ્યું.

જુદા જુદા આકારનાં હથીઆરો, તેમજ એક ઘા ન લાગે એવું બખ્તર; તેનાં માથાં, તથા ગળાંને માટે એક કદી કરમાય નહીં એવો કમળ ફુલનો હાર.

જળધીએ તેને કમળની એક સફળ માળા આપી. હીમાવંતે તેને એક સિંહની ગાડી, તથા ઘણાંક રત્નો આપ્યાં.

પીવાને માટે અવિનાશી સુરા સાથનો એક સોનાનો ચંબૂ ધનાધિપે તેને આપ્યો. સર્પનાં ઘરેણાં, તથા શોભાયમાન રત્નોનો એક હાર શશે તેને આપ્યો.

પૃથ્વિએ સર્પોનો એક હાર તેને આપ્યો, અને બીજા સુરોએ તેને ઝવેર તથા હથીઆરો આપ્યાં.

ભયાનક અવાજે વારંવાર તે પોકાર મારતી. તેના અવાજે આકાશ ભરાતું.

" ઓમાયા " ના ભયાનક અવાજથી તે અનાદી

ઘુંમટ ગાજતો. આખી પૃથ્વિને ભય લાગી. માહાસાગર ધ્રુજ્યો.

પૃથ્વિ ધ્રુજી, સઘળા પર્વતો હાલ્યા, દેવોએ ખુશાલીમાં પોકાર ઉઠાવ્યો જે "સિંહની સ્વારી કરનારને ફતેહ મળજો."

મુનિઓ ખુશી થયા, અને વફાદારીથી તેને નમસ્કાર કર્યા. અમરોના શત્રુઓથી ખિન્ન પામેલાં આખાં ત્રણે લોકને તેણે દીઠાં.

સઘળી સર્વથી નજદીકની ફોજોને પૂર્ણ રીત હથીઆરો પુરાં પાડ્યાં. મહીશાસુર ગુસ્સામાં આવી બોલ્યો—"અરે આ શું છે!"

આસપાસનાં સુરોનાં ટોળાંને તેના અવાજનો સાદ પોંહોચ્યો. તેણે તે દેવીને ત્રણ લોકમાં ફેલાતી દીઠી.

તેના પગે રોકાયલી જમીન ઉપર તે ખાંગ પાડતી. તેનું મુગટ આકાશને લાગતું. તેની કમાનની દોરીનો અવાજ આખી પાતાળને ધાસ્તી આપતો.

તેના એકહજાર હાથે સંધું મંડળ તે પકડતી. તે દેવી તથા સુરોના દુશમનો વચ્ચે ભયંકાર લડાઈ થઈ.

ઘણા બળવાન તીરો તેઓએ ફેંક્યા. સઘળાં દિશચિંન્હો તરફ તેના હાથ લાંબા થતા. મહીશાસુરનાં લશ્કરનો સરદાર ચિકશુ નામે મોટો અસુર હતો.

મોટા ગાલના અસુરોના એક આયુતના સરદાર દાખલ તે લડતો. પચાસ હજાર નિયુત સાથે પ્રબળ અસુર અશીલોમ આગળ આવ્યો. એકહજાર હાથી તથા ઘણાક ઘોડા સાથે એકલાખ સાઠહજાર આયુતો-ને બાશકળ લડાઈમાં લાવ્યો.

બિડાળ તે લડાઈમાં એક કોઠી રથ, તથા પચાસ હજાર આયુતોને લાવ્યો.

બીજા સરદારો સાથે હાથી, રથ તથા ઘોડાઓનો એકેક આયુત હતો. કોઠી કોઠી હજાર રથો તથા હા-થીઓ સાથ તે મોટા અસુરો તે દેવીની સામે થયા.

અને એટલાજ ઘોડાઓ સાથ મહીશાસુર તોમર, ભિંડીપાળ, શક્તિ તથા મુસળ ફેરવતો.

તેના ખડ્ગ, પરશુ તથા પત્તિશથી તે દેવી સાથ તે લડ્યો. કેટલાક અસુરોએ શક્તિ તથા કેટલાકોએ પા-શ ફેંક્યાં.

દેવી પોતાની તરવારે પછી તેઓનો નાશ કરવા લાગી. ચંદીકાએ પછી તીર તથા અસત્રો નાંખ્યાં.

તેના તીર તથા બાણના વરસાદે તેણે ખેલ કરતી

ભરાયો, માટે ઉતાવળેથી પોતાની ઘાળ હલાવી, અને, જંગલ સામે અગ્નિ જાય, તેમ શત્રુનાં લશ્કર ઉપર ધસ્યો.

તેનાં લડાઈનાં ચરિત્રમાં દેવીએ ડચકું ખાધું, તેથી તરતજ સેંકડો તથા હજારો ગણો નિકળી,

જેઓએ પરશુ, ભિંડીપાળ તથા પત્તિશથી રાક્ષસો સાથ લડાઈ કરી. દેવીના બળવંત અવાજે અસુરોનાં ટોળે ટોળાંનો નાશ કર્યો.

ગણોએ પતાહ તેમજ ઢોલ, તથા બીજાં વાજીંઓ વગાડ્યાં. પછી દેવીએ ત્રિશૂળે, યષ્ટિએ શક્તિરિસ્તિએ, તરવારે અને બીજાંએ, અસુરોની મોટી સંખ્યા મારી નાંખી, તથા બીજાઓને ઘંટ વગાડ્યાથી તોડી પાડ્યા.

પાસેકરી અસુરોને તેણે જમીન ઉપર બાંધ્યા, તથા કેટલાકોના તરવારના તીના કાપથી કાપી કકડા કર્યા.

પછે તેની યષ્ટિએ કરી લશ્કરને જમીન ઉપર ચગડી નાંખ્યું. કેટલાકોને મુસળ વાગ્યાથી તેઓએ લોહી ઓક્યું.

કેટલાકોની છાતી ત્રિશૂળવતે ચીરી નાંખી, તેઓને તેણે જમીન ઉપર નાંખ્યા. કેટલાકોનો રણભૂમી ઉપર તીક્ષણ બાણ વતે નાશ કર્યો. લશ્કરોના સરદાર, ત્રિદશાઓ ઉપર વિપત્તિ પાડનારે તેઓના જીવ ખોયા. કેટ-

મોટા ગાલના અસુરોના એક આયુતના સરદાર દાખલ તે લડતો. પચાસ હજાર નિયુત સાથે પ્રબળ અસુર અશીલોમ આગળ આવ્યો. એકહજાર હાથી તથા ઘણાક ઘોડા સાથે એકલાખ સાઠહજાર આયુતો-ને બાશકળ લડાઈમાં લાવ્યો.

બિડાળ તે લડાઈમાં એક કોઠી રથ, તથા પચાસ હજાર આયુતોને લાવ્યો.

બીજા સરદારો સાથે હાથી, રથ તથા ઘોડાઓનો એકેક આયુત હતો. કોઠી કોઠી હજાર રથો તથા હા-થીઓ સાથ તે મોટા અસુરો તે દેવીની સામે થયા.

અને એટલાજ ઘોડાઓ સાથ મહીશાસુર તોમર, ભિંડીપાળ, શક્તિ તથા મુસળ ફેરવતો.

તેના ખડગ, પરશુ તથા પત્તિશથી તે દેવી સાથ તે લડ્યો. કેટલાક અસુરોએ શક્તિ તથા કેટલાકોએ પા-સ ફેંક્યાં.

દેવી પોતાની તરવારે પછી તેઓનો નાશ કરવા લાગી. ચંદીકાએ પછી તીર તથા અસત્રો નાંખ્યાં.

તેના તીર તથા બાણના વરસાદે તણે ખેલ કરતી હોય તેમ તેઓના કકડા કર્યા. અવિનાશી દેવીને શ્રેષ્ઠ સુરો તથા સાધુઓએ મુબારકબાદી આપી.

દેવીએ પોતાના બળવાન તીરો તથા બાણો ફેંક્યાં, અને અસુરોનાં તન કાપી નાંખ્યાં. દેવીનો સિંહ રીસે

ભરાયો, માટે ઉતાવળેથી પોતાની ઢાળ હલાવી, અને, જંગલ સામે અગ્નિ જાય, તેમ શત્રુનાં લશ્કર ઉપર ધસ્યો.

તેનાં લડાઈનાં ચરિત્રમાં દેવીએ ડચકું ખાધું, તેથી તરતજ સેંકડો તથા હજારો ગણો નિકળી,

જેઓએ પરશુ, ભિંડીપાળ તથા પત્તિશથી રાક્ષસો સાથ લડાઈ કરી. દેવીના બળવંત અવાજે અસુરોનાં ટોળે ટોળાંનો નાશ કર્યો.

ગણોએ પતાહ તેમજ ઢોલ, તથા બીજાં વાજીંઓ વગાડ્યાં. પછી દેવીએ ત્રિશુળે, યષ્ટિએ શક્તિરિસ્તિએ, તરવારે અને બીજાંએ, અસુરોની મોટી સંખ્યા મારી નાંખી, તથા બીજાઓને ઘંટ વગાડ્યાથી તોડી પાડ્યા.

પાસેકરી અસુરોને તેણે જમીન ઉપર બાંધ્યા, તથા કેટલાકોના તરવારના તીના કાપથી કાપી કકડા કર્યા.

પછે તેની યષ્ટિએ કરી લશ્કરને જમીન ઉપર ચગડી નાંખ્યું. કેટલાકોને મુસળ વાગ્યાથી તેઓએ લોહી ઓક્યું.

કેટલાકોની છાતી ત્રિશુળવતે ચીરી નાંખી, તેઓને તેણે જમીન ઉપર નાંખ્યા. કેટલાકોનો રણભૂમી ઉપર તીક્ષણ બાણ વતે નાશ કર્યો. લશ્કરોના સરદાર, ત્રિદશાઓ ઉપર વિપત્તિ પાડનારે તેઓના જીવ ખોયા. કેટ-

લોકોના હાથ, તથા કેટલાકોનાં ગળાં કપાયાં.

કેટલાક બળવાન અસુરોનાં માથાં કપાઈ ગયાં, અને બીજાઓનાં પગનાં ટટાં તોડી નાંખ્યાં તથા જમીન ઉપર નાંખી દીધાં.

દેવીએ દરેક અસુરની એક આંખ ફોડી હતી, તથા એક હાથે અને એક પગે ખોડો કર્યો હતો, અને જોકે તેઓના અંગથી તેઓનાં શીશ છુટાં પડ્યાં હતાં, તોએ તેઓનાં અંગ પાછાં ઉઠ્યાં.

તે અંગ તેઓના શ્રેષ્ઠ હાથ ધરાવીને દેવી સાથ લડ્યાં. મોટા પોકારો સાથે યુદ્ધ મચ્યું તેટલાં અપસરસો* નાચી.

અસુરોનાં અંગ, જેનાં માથાં કાપી નાંખ્યાં હતાં, તેઓએ હજુર શક્તિ, ખડગ તથા રિસ્તિ પકડેલાં હતાં, અને મોટેથી બોલ્યાં-"થોભો, થોભો."

અસુરોના પડી ગયલા રથો, હાથીઓ તથા ઘો-

* કાશીખંડ પ્રમાણે અપસરસોની સંખ્યા ત્રણ લાખ પચાસ કરોડની છે, પણ મુખ્ય અપસરસો એક હજારને સાઠ ગણાય છે, તોપણ એઓમાંની પાંચ કે છનાંજ નામ પુરાણોમાં કે કવિતાઓમાં જોવામાં આવે છે—જેવી કે અરવાસી, મેનકા, રંભા, તીલોતમા તથા અલંભુરા. એઓ સમુદ્રમાંથી નિકળી માટે એમનું નામ અપસરસ પડ્યું. अप=પાણી, અને सरस=જે હાલે છે તે. એઓની ઉત્તપતિ વિશે રામાયણમાં લખ્યું છે. પ્રોફેસર વીલસન.

ડાઓ અગણિત હતા. જ્યાં તે મોટી લડાઈ થઈ હતી, ત્યાં તરતજ લોહીની નદીઓ વહેવા લાગી.

અંબીકાએ અસુરોનાં લશ્કરના મુખ્ય ભાગનો, તથા અસુરોના રથો તથા ઘોડાઓનો નાશ કર્યો.

એક પળવારમાં ઘાસ તથા લાકડાં પેઠે અગ્નિથી અસુરોની ફોજેનો પુષ્કળ નાશ થયો.

કેસરીએ* એક મોટી ગર્જના કરી, જેથી સુરોના શત્રુઓનાં અંગોને ધોક્કો પોંહોચ્યો.

દેવીની ગણોથી અસુરો ઉપર ફતેહ મળી; દેવો ખુશી થયા, અને આકાશ ઉપરથી ફુલો નીચે વરસાવ્યાં.

---

## પ્રકરણ ૩જું.

રુશી બોલ્યો જે ચિકશુ નામે બળવાન અસુર–લશ્કરનો સરદાર–તેણે જયારે તેનાં લશ્કરનો નાશ થયલો દીઠો, ત્યારે તે અંબીકા સાથ લડવાને ગયો.

જેપ્રમાણે મેરુ પર્વતની તળેટી ઉપર વાદળમાંથી વરસાદ પડે છે, તેપ્રમાણે તે દેવીએ તે અસુર ઉપર તીરોનો એક વરસાદ વરસાવ્યો,

---

* "કેસરી"—સિંહ.

મુખ્ય દેવી ત્રિનેત્રાએ તેનાં ત્રિશૂળવતે વુગ્રાસ્ય, વુગ્રવીર્ય તથા તેમજ મહાહનુને માર્યા.

બિડાળનું માથું તેની તરવારવતે તેણે પાડ્યું. દુરધર તથા દુરમુખનો નાશ તેના તીરોવતે તેણે કર્યો.

ને તેનાં લશ્કરનો આ રીતે નાશ કરતી હતી, તેટલાંમાં મહીશાસુર મહીશાના* આકારમાં પેલી ગણોની સામે થતો હતો.

કેટલીકને પોતાનાં મોંવતે કરડીને, અને બીજીઓને પોતાની ખડીવતે લાતો મારી, કેટલીકોને તેની પુછડીના ઝપાટાએ, અને તેનાં શીંગડાં ભોકી—

કેટલીકોને તેની મોઠી બરાડે, તથા તેના જળતા દમેકરી તેણે જમીન ઉપર પાડી. તે અસુર પ્રમથાને પાડીને રીસથી દેવીના સિંહને મારવા દોડ્યો.

તે માહાવીર ગુસ્સે થઈ, પોતાની ખડીઓવતે જમીન ઉખેડી નાંખી, તથા ઊંચામાં ઊંચી ટેકડીઓ તોડી પાડી.

ઉતાવળેથી તે અહીં તહીં ફર્યો, જમીન ભાંગી, સમુદ્ર ઉપર પોતાની પુછડીના ઝપાટા માર્યા, તથા તેમાં સઘળે ઠેકાણે રેળ આણી.

તેનાં લાંબાં શીંગડાંથી વાદળો વીખરાઈ ગયાં; તે-

* "મહીશા"—ભેંસ.

નશ દમ તથા ઉચ્ચકાંથી પર્વતો તથા આકાશ સો કકડામાં ઉડી ગયાં.

તે માહાઅસુર ગુસ્સે થઈ બરાડ્યો. અતિશય રીસે ભરાઈ ચંદીકાએ જોયું, તથા તેને પકડવાનો યત્ન કર્યો.

તેને બાંધવા તેણે એક પાશ ફેંક્યો. તે બંધાયો, અને આ મોટી લડાઈમાં પોતાનો પાડાનો આકાર છોડી દીધો.

જેટલા વખતમાં અંબીકાએ તેનું માથું કાપી નાંખ્યું, તેટલામાં તરત તેને સિંહનો આકાર લીધોઃ પછે તે માણસના આકારમાં બદલાઈ ગયો, એક તરવાર પકડી, અને અલોપ થઈ ગયો.

પછે દેવીએ તેને પોતાના તીર ભોંકયા; તે પોતાની તરવાર તથા ઢાળસાથે એક હાથી થઈ ગયો. તે હાથીએ પોતાની સુંઢવતે સિંહને ખેંચ્યો, અને એક ભયાનક ઘોંગાટ કર્યો. દેવીએ તેની તરવારેકરી તેની સુંઢ કાપી.

પછે તે માહાઅસુરે એક પાડાનો આકાર લીધો, તથા સજીવ અને નિર્જીવોનાં ત્રણ લોકને ભડકાવ્યાં.

ક્રોધી ચંદીકા—જગતની માતા—તેની આંખોમાં રીસ ભર્યો રતાસ રાખી, વારંવાર શ્રેષ્ઠ રસ* પીતી.

* એ રસ ધનાધિપે તેને આપ્યો હતો. (જુઓ પ્રકરણ ૨જું.)

તે અસુરમાં ભારે જોર તથા બાહાદુરી હોવાને લીધે પોતાનાં શીંગડાંએ કરી ચંદીકા ઉપર વારે ઘડીએ જુસ્સાથી પર્વતો ફેંકતો.

તેના મજબુત તીરેકરી તણે તઓનો બારીક ભુકો કરી નાંખ્યો, તથા વધતી કેફ તથા જુસ્સે ભર્યા ચેહેરા સાથ—

દેવી બોલીજે—"ઓ! ફોકટ ધોંગાટ! ધોંગાટ! આ રસ હું તદન પી જાંઉ તેટલાં તું એક પળવાર ઉભો રેહે: જારે અંહીં મારે હાથે તું માર્યો જશે, ત્યારે સઘળા દેવો અજબ થશે"

રૂષી બોલ્યો—તે મોટો અસુર (જે તેની ગાડી આગળ આવ્યો) તેને તણે પોતાના પગેકરી પકડ્યો, અને પોતાનાં શૂળેકરી તેને માર્યો.

જ્યારે તેના પગમાં તે પકડાયો, ત્યારે તેના ચેહેરાથી તેનો અર્ધો ખરો આકાર ખુલ્લો થયો. કીર્તિની ભભુકથી તે દેવી ઘેરાઈ.

તે માહાઅસુર અર્ધો બાહાર આવેલો, તથા તેની સાથે લડતો, માટે પોતાની વિસ્તીર્ણ તરવાર દેવીએ તેનું માથું કાપી નાંખ્યું.

પછે દરેક જણ બોલ્યા જે "દૈત્યોનાં લશ્કરનો નાશ થયો છે;" પછે દેવોનું ટોળું અતિશય ખુશી થયું.

શોભાયમાન મુનિઓ સાથે, દેવોનાં ટોળાંએ તે

તે અસુરમાં ભારે જોર તથા બાહાદુરી હોવાને લીધે પોતાનાં શીંગડાંએ કરી ચંદીકા ઉપર વારે ઘડીએ જુસ્સાથી પર્વતો ફેંકતો.

તેના મજબુત તીરેકરી તેણે તેઓનો બારીક ભુકો કરી નાંખ્યો, તથા વધતી કેફ તથા જુસ્સે ભર્યા ચેહેરા સાથ—

દેવી બોલીજે—"ઓ! પ્રોકટ ધીંગાટ! ધીંગાટ! આ રસ હું તદન પી જાંઉ તેટલાં તું એક પળવાર ઉભો રેહેઃ જારે અંહીં મારે હાથે તું માર્યો જશે, ત્યારે સઘળા દેવો અજબ થશે"

રૂષી બોલ્યો—તે મોટો અસુર (જે તેની ગાડી આગળ આવ્યો) તેને તેણે પોતાના પગેકરી પકડ્યો, અને પોતાનાં શૂળેકરી તેને માર્યો.

જ્યારે તેના પગમાં તે પકડાયો, ત્યારે તેના ચેહેરાથી તેનો અર્ધો ખરો આકાર ખુલ્લો થયો. કીર્તિની ભભુકથી તે દેવી ઘેરાઈ.

તે માહાઅસુર અર્ધો બાહાર આવેલો, તથા તેની સાથે લડતો, માટે પોતાની વિસ્તીર્ણ તરવારે દેવીએ તેનું માથું કાપી નાંખ્યું.

પછે દરેક જણ બોલ્યા જે "દૈત્યોનાં લશ્કરનો નાશ થયો છે;" પછે દેવોનું ટોળું અતિશય ખુશી થયું.

શોભાયમાન મુનિઓ સાથે, દેવોનાં ટોળાંએ તે

નારાઓ, મુનિઓ, તથા જેઓ જુદા જુદા અપરા-
ધોમાંથી છુટા હોય છે, તેઓને સન્માર્ગ દેખાડવા તું
શ્રેષ્ઠ જ્ઞાન છે.

"સર્વથી સ્વચ્છ સુભાષિત, અલંકારપુર્ણ રીગ,
યજુશ તથા શામનું મૂળ જે બોલ તે તું છે. અહો,
ઈસ્વરી દેવી! તું ત્રણ બળની છે; જગતના વધારામાટે,
તું જગતનો નાશ કરનાર, તથા સખ્ત બુરાઈ દુર કર-
નાર છે.

"અહો દેવી! તું બુદ્ધિ છે. જુદી જુદી વિદ્યાનાં
તત્ત્વોનું તત્ત્વ છે; અપ્રવેસ્ય; સંસારના બીકટ સમુદ્ર
ઉપર એક વાહાણ છે; સંબંધ કર્યા વિનાની; સુખ્યકરી
કઈતભના શત્રુના* દીલમાં રેહેનાર. ગઉરી! તને અ-
ર્ધચંદ્ર જેવાં તાજ વાળો દેવ પેહેરે છે.†

"એક નરમ મંદહાસ્ય સાથે ચંદ્રની પૂર્ણ કક્ષા-
ની સર્વથી સ્વચ્છ પ્રતિનિધી તું છે. તારૂં શરીર સું-
દર સોનેરી રંગનું છે. આ એક મોટી અજાએબી છે
જે શશધર‡ જેવા ઝળકતા, તારા રીસે ભરાયલા, ભવાં
સંયોજેલા ચેહેરા ઉપર મહીસાસુર આપસરજેલા ગુ-
સ્સાથી જુએ, અને તેજ વખતે પોતાનો આત્મા છો-

* "કૈતભનો શત્રુ"—વિષ્ણુ.
† "અર્ધચંદ્ર જેવાં તાજવાળો દેવ"—શીવ.
‡ "શશધર"—સસલાને ધરનાર—ચંદ્ર.

તથા દુર્ગુણીઓનાં ઘરમાં દૈવહીન દેવી દાખલ રહે છે. ડાહ્યાંઓનાં દીલમાં અકલ દાખલ, મનુષ્યોમાં વિશ્વાસ દાખલ, તથા ઊંચી જાતીઓમાં મર્યાદા દાખલ. તને, ઓ દેવી! હું નમસ્કાર કરૂંછું, અને વિનંતિ કરૂંછું જે તું સર્વ જગત ઉપર રાજ કર.

"તારો આકાર જે અતર્ક્ય છે, તેનું કેમ હું વર્ણન કરી શકું? તું મોટી, બાહાદુર તથા વિસ્તીર્ણ છેઃ દૈત્યોનો નાશકરનાર! તારાં લડાઈનાં ચરિત્રો આશ્ચર્યકારક છે, ઓ દેવી! તથા દૈત્ય તથા દેવોનાં ટોળાંથી ચઢતાં છે.

"સર્વ વ્યાપી જગતનું ઉત્પન્ન કરનાર કારણ તુંછે. ત્રિબળ; પાપીઓને તથા હરી, હરા અને એવાઓને પણ ન સમજ પડે એવી તું છે. સઘળાં તારી આગળ હાજર રહે છે, તથા આ જગતની તું માલેક છે. તું લક્ષણ ન કરાય એવી, શોધાય ન એવી, તથા વસ્તુઓનું શ્રેષ્ઠ તત્વ છે.

"સઘળા ભોગોમાં તું સ્વહા છે. તારૂં પવિત્ર નામ બોલવાથી સઘળા દેવો ખુશી થાય છે. મરી ગયલાં પૂર્વજોને માટેનાં પાપ નિવારણ કરનાર, બળીદાનમાટે લોક તારૂં નામ સ્વધા કરી લેછે.

"તારી મજબુતી મનમાં ન ઉતરે એવું તારણ આપે છે, જે, જે ભકતો પોતાના અવયવોને દાબી નાંખે છે, તેઓને મળે છે. તું એક દેવી છે, મુક્તિશોધ-

"જ્યારે તારા હાથે ફેંકેલાં નાશકારક હથીઆરો દીઠાં, ત્યારે દેવોના સઘળા શત્રુઓની પુષ્કળ રાખ કાં ન થઈ ગઈ? તેં તેઓ સ્વર્ગમાં જાય એવું યોગ્ય ધારીને, તારાં હથીઆરોએ તેમને સ્વચ્છ કર્યા છે.

"અસુરો, અર્ધચંદ્ર જેવો તારો સુંદર લાંબો ચેહેરો જોઈ, ત્રિશૂળના પ્રકાશિત ચલકાટથી બેભાન થયા.

"અહો દેવી! તારી બાહાદુરી સઘળા દુરાચરણોના રાખેતા બંધ પાડશે. તારો અતુલ્ય આકાર વિચારી ન શકાય એવો છે. તારૂં શૌર્ય બીજાઓની બહાદુરી ચુશી લેશે, તથા તારા શત્રુઓ પણ તારી પાત્રતા કબુલ કરશે.

"તારૂં જોર અપ્રતિમ છે. તારો આકાર શત્રુઓમાં ભય પેદા કરશે. સહલાના વખતમાં તું સભ્ય છે, તથા લડાઈમાં તું અક્ષમ્ય છે. અહો દેવી! ત્રણે જગતમાં તું આશીરવાદ દે છે.

"લડાઈને માથે શત્રુઓને તેં માર્યા છે, તથા આખાં ત્રણે જગતને બચાવ્યાં છે. શત્રુઓનાં ટોળેટોળાં સ્વર્ગમાં ગયાં. હમો ભયથી છુટાં છૈયે, તથા તું, જે સુરોના ઉન્મત શત્રુઓની શત્રુ છે, તેના નમસ્કાર કર્યે છૈયે.

"અહો અંબીકા! તારાં ત્રિશૂળ તથા તરવાર વતે હમારૂં રક્ષણ કર; તારો ઘંટ વગાડી તથા તારી કમાનની

ડી ન દીસે! રીસે ભરાયલી અંતકની નજરમાં કોણ જીવી શકે?

"અહો દેવી! હવે હમો ઓલાદના પૂર્ણ વધારા માટે તારી સહાય માંગ્યે છૈયે. તારી રીસમાં મહીશાસુરની ફોજની હવેપછીની વિસ્તીર્ણ ઓલાદનો નાશ કરવા, તથા જે દેશો ઉપર તારી કૃપા છે, તે દેશોનાં લોકને ઈચ્છેલું દ્રવ્ય, કીર્તિ, અખૂટ સદ્ગુણ, બાળબચ્ચાં, ચાકર નફરો, વરવહુ તથા પદવૃદ્ધિ આપવા તને વિનંતી કર્યે છૈયે. તું તેમને સહાય થજે.

"અહો દેવી! સદ્ગુણીઓ દરરોજ જુદી જુદી ઈશ્વરી ક્રિયાઓ તથા સ્વાત્માર્પણ કરી, સ્વર્ગમાં જાય છે, તથા તેથી ત્રણ જગતમાંની મેહનતનું ફળ મેળવે છે.

"અહો દુર્ગા! સઘળાં પ્રાણીઓ તારી પ્રાર્થના કર્યાથી તેમની ભય ખોય છે. તું પુષ્કળ ભાગ્યોદય બક્ષે છેઃ તું દુઃખ તથા માહાપીડામાંથી છોડવે છે. દરેક બાબદમાં કૃપા કરવા વધારે સાહુચેત કોણ હોય છે? તારાથી વધારે દયાળુ કોણ છે?

"રાક્ષસોનાં મોતથી સર્વ જગત સુખી થયું, તથા ઘણો વખત સુધી દોજખને યોગ્ય આગ્નાભંગ તેઓએ કર્યા છે, તોપણ તેઓને લડાઈમાં મારી, તેં સ્વર્ગમાં મોકળ્યા* છે.

---

* હિંદુઓ એવું માને છે કે માણસ અથવા જાનવર કેકોઈ લડાઈમાં મરે તે સૂર્યમાંથી થઈ વીરોનાં સ્વર્ગમાં જાય છે.

"જ્યારે તારા હાથે ફેંકેલાં નાશકારક હથીઆરો દીઠાં, ત્યારે દેવોના સઘળા શત્રુઓની પુષ્કળ રાખ કાં ન થઈ ગઈ? તેં તઓ સ્વર્ગમાં જાય એવું યોગ્ય ધારીને, તારાં હથીઆરોએ તમને સ્વચ્છ કર્યાં છે.

"અસુરો, અર્ધચંદ્ર જેવો તારો સુંદર લાંબો ચેહેરો જોઈ, ત્રિશૂળના પ્રકાશિત ચલકાટથી બેભાન થયા.

"અહો દેવી! તારી બાહાદુરી સઘળા દુરાચરણોના રાબેતા બંધ પાડશે. તારો અતુલ્ય આકાર વિચારી ન શકાય એવો છે. તારૂં શૌર્ય બીજાઓની બહાદુરી ચુશી લેશે, તથા તારા શત્રુઓ પણ તારી પાત્રતા કબુલ કરશે.

"તારૂં જોર અપ્રતિમ છે. તારો આકાર શત્રુઓમાં ભય પેદા કરશે. સહલાના વખતમાં તું સભ્ય છે, તથા લડાઈમાં તું અક્ષમ્ય છે. અહો દેવી! ત્રણે જગતમાં તું આશીરવાદ દે છે.

"લડાઈને માથે શત્રુઓને તેં માર્યા છે, તથા આખાં ત્રણે જગતને બચાવ્યાં છે. શત્રુઓનાં ટોળેટોળાં સ્વર્ગમાં ગયાં. હમો ભયથી છુટાં છૈયે, તથા તું, જે સુરોના ઉન્મત શત્રુઓની શત્રુ છે, તેના નમસ્કાર કર્યે છૈયે.

"અહો અંબીકા! તારાં ત્રિશૂળ તથા તરવાર વતે હમારૂં રક્ષણ કર; તારો ઘંટ વગાડી તથા તારી કમાનની

દોરીના અવાજે હમારૂં રક્ષણ કર. અહો અંદીકા! પૂર્વ પશ્ચિમ તથા દક્ષિણની ચોકી કર. અહો ઈશ્વરી! તારાં ત્રિશૂળે ઉત્તરનું રક્ષણ કર.

"જે ઋશીઓ તથા ભલા જીનો ત્રિલોકમાં ભટકે છે, તેમને તું સહાય થજે. પૃથ્વિ ઉપર, ધણાક જબરા આકારો, જેઓ સર્વ વખત તથા સર્વ જગ્યાએ હમને બઆવવા, તરવાર, ત્રિશૂળ, ગદા, તથા બીજાં હથીઆરો પોતાના હાથમાં ફેરવતા હોય, તેમને રાખજે."

રૂશી બોલ્યો—સુરોએ, સર્વ વ્યાપી ધાત્રી ઉપર સુખડ ધશી આ રીતે તેની સ્તુતિ કરી, તથા ખુશીથી નંદનના બાગનાં ઈશ્વરી ફુલોથી તેની પુંજા કરી.

સઘળા ત્રિદશાઓએ વફાદારીથી તેને સુગંધી ધુપ આપ્યું. દયાળુ ચેહેરાની દેવીએ તે નમ્ર સુરોને કહ્યું—

દેવી બોલી—"અહો ત્રિદશાઓ! તમારી પુંજાથી હું આનંદ પામી છું. તમને જે જોઈએ તે પ્રેમથી હું આપીશ." દેવોએ ઉત્તર દીધો—"જે સંધું હમને જોઈએ છે તે હમારી પાસ છે.

"હમારા શંત્રુ મહીશાસુરને તેં માર્યો. તારી કૃપાથી હમારી સર્વે ઈચ્છાઓ પુરી પડી છે. હમને માત્ર એકજ વધારે અરજ તને કરવી છે.

"જેપણ માણસ તને બોલાવવાની યાદ રાખે, તેને વિપત્તિના વખતમાં વારંવાર દુઃખમાંથી બચાવજે.

" અહો, સુંદર ચેહેરા! તેમને દ્રવ્ય, વરવહુ, તથા મીલકતોનો વધારો કૃપાકરી આપ. તું હમને સદા ચ-ઢાવજે "

રૂષી બોલ્યો— પૃથ્વિને ટકાવનાર તે શ્રેષ્ઠ દેવીએ તે-મની અરજ કબુલ કરી, તથા ભદ્રકાળીને આશિરવાદ દીધા; અને એ પછે, અહો રાજા! તે અલોપ થઈગઈ.

દેવો, જેઓ આ ત્રણે જગતનાં સુખને માટે આ-તુર હતા, તેઓનાં અંગમાંથી નિકળેલી રોશણીમાંથી દેવીને આકાર મળ્યો તેની વાત તેને રાજા આગળ કરી.

દુષ્ટ દૈત્યો, તથા તે સાથે સંભ તથા નિસંભનો નાશ કરવા માટે ગઉરીનાં અંગમાંથી ફરી તે જન્મી હતી—

જગતનું રક્ષણ કરવા, તથા દેવોને રાજી કરવા. સાં-ભળ! હું તે તને તપસીલવાર કહીશ.

ચોથું પ્રકરણ, જેમાં શક્ર અથવા ઈંદ્રના વખાણ, તથા એવું બીજું છે, તેમાં અહીં સુધી કહેલું છે.

---

## પ્રકરણ ૫મું.

રૂશી બોલ્યો જે, અગાઊ મસ્તપણાંનાં જોરથી સંભ તથા નિસંભ અસુરો ત્રણે જગતના સુખભોગ ધરા-

વતા હતા, તેઓએ વળી ઈંદ્ર, સૂર્ય, કુબેર, યમ, વરૂણ, શક્ર તથા વળી પવન, અને વનહીની સત્તા લઈ લીધી. દેવોને તેઓએ મારી, તેમનું રાજ્ય લઈ લઈને હાંકી કાઢ્યા.

ત્રિદશાઓની સત્તા તેણે પોતે લીધીઃ તેમને સઘલાને હાંકી કાઢ્યા. તે બળવાન અસુરો ત્યાગ થયા, માટે દેવીને તેઓએ યાદ કરી.

"તેં હમો સઘલા ઉપર આ કૃપા કરી છે જે હમો તને વિપત્તિને વખતે યાદ કર્યે, તો હમારા ઉપરથી તું વિપત્તિ દૂર કરશે."

આ રીત તેઓએ પોતાનાં દીલમાં દેવી વિશે વિચાર કર્યો, અને (પર્વતોના રાજા) હિમાવંત ઉપર ગયા, અને ત્યાં વિષ્ણુની માયાની દેવીને નમસ્કાર કરી.

દેવો બોલ્યા — "હમો આનંદ સરજનાર માહાદેવીને નમ્યે છૈયે, તથા હંમેશ સુધી પગે લાગ્યે છૈયે, તથા તે શુભ વસ્તુની ભક્તિ કર્યે છૈયે. હમે નમ્રતાથી તું પવિત્રને નમ્યે છૈયે.

"રઉદ્રીને હમેશ સુધી નમસ્કાર હોજો. ધાત્રીને નમસ્કાર, રોશણીને, ચંદ્રના આકારને, તથા મુક્તિને સદા નમસ્કાર. સફળ, વધારનાર, પુખ્તકરનાર તથા કરમીને બેવાર નમસ્કાર.

"બેવાર નમસ્કાર પૃથ્વિ ટકાવનાર નૈરિત્યને, દ્રવ્યની દેવી શારવાનીને.

" બેવાર નમસ્કાર કષ્ટ ટાળનાર દુર્ગાને. તે કીર્તિવાન તેમજ કાળીને સદા નમસ્કાર.

" બેવાર નમસ્કાર તે પૂર્ણ, દયાળુ, તથા નિષ્ઠુરને; જગત સ્થાપનારને તથા દેવીને નમસ્કાર.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં વિષ્ણુની માયા કહેવાય છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં મન છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં પ્રજ્ઞા છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં આરોગ્યતા છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં સુખ છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં છાયો છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં એક બળ છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં તૃપ્તિ છે.

" પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં દયા છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં જાતી છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં મર્યાદા છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં દયા છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં વિસ્વાસ છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં ભપકો છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં ચઢતી કળાનો આકાર છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં પ્રભા છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં સ્મર્ણશક્તિ છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં કૃપા દાખલ રહે છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં આનંદ દાખલ રહે છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓમાં માતા દાખલ રહે છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓ-માં માયાના એક આકાર માફક રહે છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે સર્વ પ્રાણીઓ-માં ડાહાપણ દાખલ રહે છે.

"પાંચવાર નમસ્કાર તે દેવીને જે અવયવોથી ઉપ-ર છે, તથા સર્વ પ્રાણીઓમાં સદા ફેલાય છે.

"દેવી, જે સર્વ જગતમાં પ્રકાશના આકાર માફક રહે છે, તેને હમો નમસ્કાર કર્યે છૈયે."

સુરો, ઈંદ્ર, દીનેશ એકઠા મળ્યા, તથા તેઓની આ-ગલી વિનંતિ પ્રમાણે તેને અરજ કીધી.—"અહો દેવી! સુખદાતા! હમને સફળ આશીરવાદ દે. જે ધાસ્તી હ-મારી આસપાસ આવી છે, તે દુર કર.

"હમે તથા સુરો તારા નમસ્કાર કર્યે છૈયે. અભિ-માની દૈત્યોનો નાશ કર. જેઓ નમસ્કારથી તારો વિ-ચાર કરે છે, તેમની વિપત્તિ તરત દુર થશે."

રૂશી બોલ્યો—જ્યારે દેવીએ પાર્વતિની સ્તુતી કરી, ત્યારે ઓ રાજા! તે જાનહવિનાં પાણીમાં સ્નાન કર-વા ગઈ.

તેણે તેમને પુછ્યું—"ત્યાં તમે કોના નમસ્કાર ક-ર્યાં?" પ્રકાશિત શિવ તેનાં અંગમાંથી નિકળ્યો, અને તેને આમ કહ્યું—

"તેઓએ મારી સ્તુતિ કરી, કારણ કે સુંભ દૈત્યે તે-

મને હાંકી કાઢ્યા છે. લડાઈમાં સઘલા દેવો સંભ આગળથી પાછા હટ્યા."

પાર્વતીનાં શરીરમાંથી અંબીકા નિકળી, અને તે-નું નામ જગતમાં કૌશિકી પડ્યું. જ્યારે તે પાર્વતી (જે કાળી થઈ ગઈ) તેમાંથી નિકળી, ત્યારે તેનું નામ કૌશિકી પડ્યું, તથા તેણે હીમાચળ આગળ આશ્રય લીધો.

તેનો સર્વોત્તમ આકાર—સુંદર તથા આશ્ચર્ય પમાડે એવો—ચંદ તથા મંદ, જેઓ સંભ તથા નિસંભના ચાકરો હતા, તેમને દીઠો.

તેઓએ સંભને કહ્યું—"અહો, માહારાજા! હીમાચળ પર્વત ઉપર ઉંચી બેઠેલી એક સુંદર નારી છે, જે સઘળા જોનારાઓનાં દીલને મોહો પમાડે છે.

"તેના જેવો આકાર હજુ કોઈએ દીઠો નથી. તે કોણ છે તે સોધી કાઢો, અને તે ઈશ્વરી આકારને કબજે કરી લો.

"તે મોહો પમાડનાર સ્ત્રી સઘળી તરૂણીઓમાં સર્વ દશાએ ઝળકતું એક રત્ન છે. અહો, દૈત્યોના ઈંદ્ર! તારે તેને જોવાનું રહ્યું છે.

" અહો પતિ! આ ત્રણ જગતનાં સઘળાં કિંમતી રત્નોનો તું તારા ઘરમાં સંગ્રહ કરી ચુકો છે. ઘોડાઓ તથા હાથીઓ; ઈરાવત હાથીને તું પુરંદર અથવા ઈંદ્ર પા-

એથી લાવ્યો છે; પારીજાત ઝાડ—તેમજ વળી ચુચઈશ્રવા ઘોડો.

"દિવ્ય હંસો સાથનો રથ, જે, વેદો આશ્ચર્ય થયા તેમ, કિંમતી રત્નોનો બનાવેલો હતો, તે તારી હવેલીમાં પડ્યો છે. દ્રવ્યના દેવ* પાસથી નીધી તથા માહાપદમ તું લાવ્યો છે.

"માહાસાગરે તને કમળનો નકરમાય એવો હાર આપ્યો છે.

"વરૂણની સોનુ વરસાવતી છત્રી તારા ઘરમાં છે, અને તેમજ પ્રજાપતિનો રથ, જે આગળ તેની પાસ હતો, તે પણ છે.

"વુતકરાંતિદા નામની શક્તિ તેં લીધી. પાણીના દેવની દોરી તારા ભાઈએ રોકી.

"જેવખતે તે તેની પવિત્ર ક્રિયાઓ કરતો હતો, તે વખતે સમુદ્રમાંથી મળેલાં સર્વ જાતનાં રત્નો વનહીએ નિસંભને આપ્યાં છે.

"અહો, દૈત્યોના રાજા! સઘળી કિંમતી ચીજો તેં મેળવી છે. આ શુભ સ્ત્રીરત્ન તું કાં નથી લેતો?"

રૂષી બોલ્યો—સંભ વારંવાર ચંદ તથા મંદના વચનો સાંભળતો હતો. તે બળવાન દૈત્યે દેવી ઉપર સુગરીવ નામે એક કાસદ ને મોકલ્યો.

---

* "દ્રવ્યનો દેવ"—કુબેર.

તે બોલ્યો—" જઈને તેને કહે કે તું મને જોઈએ છે. મારો પેગામ ઉતાવળથી લઈ જા. તેને કોઈપણ રીતે ખુશી કરી, જે હુકમ સારૂ તને મોકલ્યો છે, તે બજાવ"

ડુંગર ઉપર, જ્યાં તે સુભ દેવી હતી, ત્યાં તે ગયો, અને મધુર વચનોથી તેના ઉપર અસર કરવાની કોશેશ કરી, દેવીને તે પેગામ તેણે આપ્યો.

તે કાસદ બોલ્યો—"અહો દેવી! સુંભ દૈત્યોનો પતિ છે, તે ત્રણે જગતનો બળવાન રાજા છે. હું તેણે અંહીં મોકલેલો તેનો કાસદ છું.

" સઘલા દેવો ઉપર તેની સત્તાની તથા અપાર સત્તા છે. દૈત્યોના સર્વ શત્રુઓને તેણે જીત્યા છે. તે શું કહે છે તે સાંભળ—

'ત્રણે જગતના સઘળા દેવોને હું કબજે રાખું છું, તથા સઘળા ભોગો એકલો લઉં છું. ત્રણે જગતનાં શ્રેષ્ઠ રત્નો મેં મેળવ્યાં છે. ઈંદ્રે પોતાનો કિંમતી હાથી નમ્રતાથી મારે સ્વાધીન કર્યો. ઉચ્ચઈશ્રવા નામનો ઘોડો, જે, જ્યારે બળવાન દેવોએ સમુદ્રને વળોવ્યો,* ત્યારે

* " બ્રહ્મ વૈવર્ત પુરાણ પ્રમાણે, દુરવાસસ નામે એક તામસી મુનિએ એક ચંપેલીનો હાર ઈંદ્રને આપ્યો તે દેવે તેને જાઆ કિંમતી ન ગણી, પોતાના હાથી ઉપર નાંખ્યો, અને હાથીએ તે જમીન ઉપર ફેંક્યો. આથી દુરવાસસને મોટો ક્રોધ ચઢ્યો, અને તેણે એવું કર્યું જે ઈંદ્ર તથા તેના હાથ તળેનાં ત્રણે લોકની શ્રિ, એટલે ભાગ્યોદય જતું રહે. આથી પૃથિવ ઉપર નાશ થવા લાગ્યો, ભો-

દુધ જેવા સમુદ્રમાંથી નિકાળ્યો હતો, તેનો પણ હું ધ-
ણી છું.

'દેવો મધે મળેલી સઘળી કિંમતી ચીજો, ગંધર્વો,
તથા ઘુરગો મારાં છે.

'જગત—અહો દેવી! તને એક સ્ત્રીરત્ન ગણે છે.
હમારી આગળ આવ, અને હમે તને પેહેરીશું.

'અહો, તું ફૈંકતી નજરવાળી! હું અને મારો બા-
હાદુર ન્હાનો ભાઈ નિસુંભ, જે એ રત્નોના માલિક છૈયે,
તે એમાંના એકને પસંદ કર.

'મને લેવાથી તને પુશ્કળ તથા બેસુમાર દ્રવ્ય મ-
ળશે. વિચાર કર, ને ડાહી થા, ને તુરત મને લે.' "

ઋશી બોલ્યો—તે દેવીએ ધિક્કારથી હસી તેને ઉત્તર
દીધો.

દેવી બોલી—"તેં જે મને કહ્યું તે ખરૂં; તારા બોલ-
વામાં જુઠું કાંઈ નથી. સુંભ ત્રણ જગતનો પતિ છે, તે-
મજ નિસુંભ પણ છે.

"પણ મારી ઠરાવેલી બાધા હું તોડું કેમ? અણાઉ
વિચાર કર્યા વિના જે મેં સોગન લીધા છે. તે સાંભળ.

"જે કોઈ લડાઈમાં મને હરાવી શકે—જે કોઈ મા-

ગો બંધ પડ્યા, તથા દેવો નબળા થયા, ને જો શ્રિ પાછી ન મળત
તો સઘળી ચીજો નાશ પામત. માટે તેને પાછી મેળવવા, દેવો તથા
દૈત્યોએ, વિષ્ણુની સહાય તથા સલાહથી સમુદ્રને વલોવ્યો.

રો ગર્વ દાબી શકે — જે કોઈ આ જગતમાં મારાં બળની બરાબરી કરી શકે—તે મારો સ્વામી થાય.

"સંભ અથવા માહાદૈત્ય નિસંભ હોય, તેમને અહીં મને જીતવા તેડ. હું વગર ઢીલે તેમના હાથ ધરીશ."

કાસદ બોલ્યો—"અભીમાનથી મારી રૂબરૂ આમ તું કેમ બોલે છે? સંભ તથા નિસંભની સામે થઈ શકે એવું ત્રણ જગતમાં કોઈ પણ છે શું?

"સઘળા દેવો એકઠા મળેલા લડાઈમાં એ દૈત્યોની સામે થવાને અશક્ત હતા, ત્યારે તું એક એકલી નારી તેમની સામે શી રીત થઈ શકે?

"ઇંદ્ર તથા બીજા સર્વ દેવો તેની સામે થઈ ન શક્યા. સંભ એક સ્ત્રીની હુજુરમાં આવે એ કેમ બની શકે વારૂ? અંતે તને અપમાન ભરેલી રીતે ચોટલે ખેંચાઈ સંભ તથા નિસંભ આગળ આવવું પડશે."

દેવી બોલી—"શું સંભનું જોર એવું છે? તથા નિસંભની મોટી બાહાદુરી આવી છે?

"મેં અગાઉ ઠરાવ કર્યો છે, તથા વિચાર કર્યા વિના બાધા લીધી છે. હવે હું શું કરી શકું?

"જા તરત, અને જે સંધું હું બોલી તે તારા ધણીને જઈ જણાવ, તથા દૈત્યોના ઈંદ્રને અરજ કર, અને જે યોગ્ય હોય તે તેમને કરવા દે."

પાંચમું પ્રકરણ, જેમાં દેવી તથા કાસદ વચ્ચેની વાત ચીત છે, તેમાં અંહીં સુધી કહેલું છે.

## પ્રકરણ ૬ઠું.

રૂષી બોલ્યો—દેવીના બોલો સાંભળ. કાસદ અતિશ્ય રીસે ભરાઈ દૈત્યોના રાજા પાસ ગયો, અને આ પ્રમાણે તેને કહ્યું.

" અહો, અસુરોના રાજા ! તારા કાસદના વચનો સાંભળ." એ પછે સંધી બીના તેને નિસંભને કહી, જેણે જુસ્સાથી ધમ્રલોચન (જે દૈત્યોનો એક વડો છે) તેને કહ્યું—

" અહો ધમ્રલોચન! પેલી ચંડાલને તારી ફોજે તું ઘેરી લે, અને તેને અહીં લાવ, મારી હજુરમાં ચોટલો પકડી તેને ઘસડી લાવ.

" જો તેને બચાવનાર કોઈ રહ્યું હોય, તો તે અમર, યક્ષ કે ગંધર્વ હોય, તોએ તેને પણ લઈ આવ."

રૂષી બોલ્યો જે ધમ્રલોચન રાક્ષસે કહ્યા પ્રમાણે સાઠ હજાર અસુરો સાથ—

તુહીનાચળ* ઉપર રહેતી દેવી તરફ કુચ કરી. તેણે

* "તહીનાચળ"—બરફવાળો પર્વત.

ર જાતનાં લશ્કર તથા હથીઆર લઈ, સર્વેથી આગળ લડાઈને સારૂ તેઓ ચાલ્યા.

તે મોટા સોનેરી પર્વતની તલેટી ઉપર તે દેવી સિંહ-પર બેઠેલી હતી, તેણે હસી તેમને દીઠા. દૈત્યોએ તેને દીઠી, અને પોતાની નેમ પુરી પાડવા અતિશય મેહેનત કરી, અને તરવાર તથા કમાનનો પકડનાર તેની આ-ગળ આવ્યો.

પછે અંબીકા તેના શત્રુઓ ઉપર અતિશ્ય રીસે ભરાઈ. રીસથી તેનાં મોંનો રંગ બીહામણો કાળો થયો. તેનાં સંકોચાવેલાં ભવાંએ તેનું કપાળ ઢાંકી નાં-

તેમજ વળી શિપાઈઓના રથો, તેમના હાંકનારો સાથે તેણે પોતાનાં મોંમાં નાંખ્યા, અને ભયંકાર રીત પોતાના દાંત વતે તેમને ચાવ્યા.

કેટલાકને તેણે કેસથી પકડ્યા; કેટલાકને ગળાંથી અથવા હાથ વતે; કેટલાકને પોતાના પગે કરી તેણે ચગડી નાંખ્યા, અને કેટલાકની છાતી ફાડી.

રીસે ભરાઈ તે પોતાના શત્રુઓને ગળી ગઈ. બળવાન તીરો તેણે ફેંક્યા, અને અસુરોનાં હથીઆરો પોતાના દાંતવતે જુસ્સાથી તેણે ચાવ્યાં.

તે મોટાં મનની દેવી તે બાહાદુર અસુરોની સઘળી ફોજ ખાઈ ગઈ, અથવા ચગડી નાંખી.

કેટલાકને તેણે તરવારથી માર્યા, અને કેટલાકને ખતવાંગ હથીઆર માર્યું. તેના દાંતનાં દબાણથી રાક્ષસો મરી ગયા.

એક પળવારમાં અસુરોની સઘળી ફોજ પડી. ચંદે તે દીઠું, અને ભયાનક કાળી આગળ દોડ્યો.

તે બળવાન અસુરે ઘણાક ભારે તીરોના વરસાદથી, અને હજારો ચક્રોથી તે ભયંકાર આંખની દેવીને ઉતાવળેથી ઢાંકી નાંખી.

પુષ્કળ ભાલા તે ગળી ગઈ. તેનું મોં વાદળાંથી ઢંકાયલા સૂર્યના ગોળા જેવું થયું.

પછે કાળીએ ગુસ્સાથી પોકાર માર્યો. તેનો અવા-

૨ જાતનાં લશ્કર તથા હથીઆર લઈ, સર્વેથી આગળ લડાઈને સારૂ તેઓ ચાલ્યા.

તે મોટા સોનેરી પર્વતની તલેટી ઉપર તે દેવી સિંહપર બેઠેલી હતી, તેણે હસી તેમને દીઠા. દૈત્યોએ તેને દીઠી, અને પોતાની નેમ પુરી પાડવા અતિશય મેહેનત કરી, અને તરવાર તથા કમાનનો પકડનાર તેની આગળ આવ્યો.

પછે અંબીકા તેના શત્રુઓ ઉપર અતિસ્ય રીસે ભરાઈ. રીસથી તેનાં મોંનો રંગ બીહામણો કાળો થયો.

તેનાં સંકોચાવેલાં ભવાંએ તેનું કપાળ ઢાંકી નાંખ્યું. ભયંકાર મોંની કાળીએ તેની પાશ ફેંકી. માણસોનાં માથાંની ખોપરીના એક હારથી સણગારેલું એક અજાયબ ખતવાંગ તેણે પેહેર્યું હતું: વાઘનું ચામડું તેણે પેહેર્યું હતું. તેનું માસ સુકાઈ ગયું.

તેનું મોં વિસ્તારેલું હતું. તેને બાહાર કાઢેલી જીભ, તથા એક ભયાનક રાતી આંખ હતી. તેનાં મોઢાંથી મંડળ ભરાતું.

જુસ્સાથી તે અસુરોને મારવા પડી, અને દેવોના શત્રુઓનો નાશ કર્યો, અને તેમની ફોજને ખાઈ ગઈ.

પાર્શ્નિગ્રાહને તેણે એક હાથે લીધો, તથા અંકુશગ્રાહી, યોધ તથા ઘંટાને બીજે હાથે લીધા, અને તેમને પોતાનાં મોંમાં મુક્યા.

તેમજ વળી શિપાઈઓના રથો, તેમના હાંકનારો સાથે તેણે પોતાનાં મોંમાં નાંખ્યા, અને ભયંકાર રીતે પોતાના દાંત વતે તેમને ચાવ્યા.

કેટલાકને તેણે કેસથી પકડ્યા; કેટલાકને ગળાંથી અથવા હાથ વતે; કેટલાકને પોતાના પગે કરી તેણે ચગડી નાંખ્યા, અને કેટલાકની છાતી ફાડી.

રીસે ભરાઈ તે પોતાના શત્રુઓને ગળી ગઈ. બળવાન તીરો તેણે ફેંક્યા, અને અસુરોનાં હથીઆરો પોતાના દાંતવતે જુસ્સાથી તેણે ચાવ્યાં.

તે મોટાં મનની દેવી તે બાહાદુર અસુરોની સઘળી ફોજો ખાઈ ગઈ, અથવા ચગડી નાંખી.

કેટલાકને તેણે તરવારથી માર્યા, અને કેટલાકને ખતવાંગ હથીઆર માર્યું. તેના દાંતનાં દબાણથી રાક્ષસો મરી ગયા.

એક પળવારમાં અસુરોની સઘળી ફોજો પડી. ચંદે તે દીઠું, અને ભયાનક કાળી આગળ દોડ્યો.

તે બળવાન અસુરે ઘણાક ભારે તીરોના વરસાદથી, અને હજારો ચક્રોથી તે ભયંકાર આંખની દેવીને ઉતાવળેથી ઢાંકી નાંખી.

પુષ્કળ ભાલા તે ગળી ગઈ. તેનું મોં વાદળાંથી ઢંકાયલા સૂર્યના ગોળા જેવું થયું.

પછે કાળીએ ગુસ્સાથી પોકાર માર્યો. તેનો અવા

જ ભયાનક હતો. તેનું મોં ફુલેલું અને ભયંકાર થયું, અને ભયંકાર દાંતોથી તે કરડવા લાગી.

દેવીએ પોતાના સિંહને ઉઠાડયો. ચંદ તરફ દોડી, અને તેના કેસ વતે તેને ધરી, પોતાની તરવાર વતે તેણ તેનું માથું કાપી નાંખ્યું.

એ પછે ચંદને પડતાં દેખી, મંદ તેની સામે આવ્યોઃ તેણે તેને જમીન ઉપર પાડ્યો, અને તરતજ પોતાની તરવારથી તેને મારી નાંખ્યો.

બાકી રહેલાં લશ્કરે ચંદ તથા બાહાદુર મંદને પડતાં દીઠા, અને ભયથી સઘળી દશાએ નાશી ગયું.

કાળીએ ચંદ તેમજ મંદનાં માથાં લીધાં, અને પોકાર મારી ચંદીકાને કહ્યું – "મોટા પશુઓ ચંદ તથા મંદને મેં માર્યા છે. લડાઈના ભોગમાં સંભ તથા નિસંભને તું ઠાર કરશે."

રૂષી બોલ્યો—યશસ્વી કાળીને તેને આસ્તેથી ઉત્તર દીધો જે "માહા દૈત્યો ચંદ તથા મંદનાં માથાં તું લાવી છે,

"માટે જગતમાં ચામુંદાનાં નામથી તું પ્રખ્યાત થજે"

સાતમું પ્રકરણ, જેમાં ચંદ તથા મંદનાં મોતવિશે છે, તેમાં આટલું કહેલું છે.



# પ્રકરણ ૮ મું.

રૂષી બોલ્યો—ચંદ મારો ગયો, અને મંદ પડ્યો. તેમની પુષ્કળ ફોજો ઓછી થઈ ગઈ.

અસુરોનો સર્વથી બાહાદુર પતિ સંભ રીસે ભરાયો, અને દૈત્યોની સઘલી ફોજો તૈયાર કરવાનો હુકમ આપ્યો.

પછે જુદીજુદી ફોજોના દૈત્યો, છયાસી જાતનાં હથીઆરો સાથ, તથા ચોરાંસી જાતના કંબ્રુ (લડવૈયા) સાથ સૈન્યોમાં જવા નિકળ્યા.

એક કોઠી વીરોએ, દૈત્ય જાતીના પચાસ હજારે, તથા ધુમરા જાતીઓએ તેના હુકમથી કુચ કરી.

તેના હુકમથી કાળકોએ, મોટા મૌરાઓએ અને તેમજ વળી કાળકેયાઓએ લડાઇને માટે તરત તૈયારી કરી.

હજારો ફોજો સાથે, ભયાનક સરદાર સંભ—અસુરોનો પતિ—આગળ વધ્યો. ચંદીકાએ આ ભયંકાર લશ્કરને આવતાં જોઈ, તેની કમાનની દોરીના અવાજે મંડળના છેડા તથા આકાશ ભર્યું.

સિંહએ ભયંકાર રીતે ગર્જના કરી. દેવીએ ઘંટ વગાડયો. અંબિકાએ પોકાર માર્યો. તે ગર્જનાનો અવા-

જ મંડળના છેડા સુધી પોહોચ્યોઃ દેવીનું મોં ભયંકાર રીતે પોહોળું થયું.

દૈત્યોનાં લશ્કરે ચારે દીશાઓમાંથી અવાજ સાંભળી, દેવીને, સિંહને, તેમજ કાળીને ઘેરી લીધાં.

અહો રાજા ! બાહાદુર અમરોના લાભ માટે સુરોના શત્રુઓનો નાશ થયો, તે પેહેલાં—

બ્રહ્મા, એશ, ગુહ, વિષ્ણુ, ને વળી ઈંદ્રની શક્તિ તઓનાં અંગોમાંથી નિકળી, અને પોતાના જુદા જુદા આકારોમાં ચંદીકા તરફ ગઈ.

એમને મળતાજ આકારો, તેમના રથો, ઘરેણાં તથા દેવોની બાહાદુરી સાથ દૈત્યો સાંમે લડવા ગયા.

તે, જે પોતાના હાથમાં એક દાણાની માળા તથા પાણીનો ઘડો લઈ દેવ હંસોથી ખેંચાતા રથમાં આગળ ચાલતી, તે બ્રહ્માણી કેહેવાતી.

માહેશ્વરી બળદ ઉપર સ્વારી કરતી. એક શ્રેષ્ઠ ત્રિશુલ તેણે ધર્યું હતું. મોટા સર્પો તેની આસપાસ વિંટળાએલા હતા. અર્ધચંદ્રથી તે સણગાર પામી હતી.

કૌમારીએ હાથમાં એક શક્તિ ધરી હતી. એક ઉત્તમ માયુર (મોર) ઉપર તે બેઠી હતી, અને ગુહના આકારમાં દૈત્યો સાથ તે લડવા ગઈ.

વૈષ્ણવીએ ગરૂડ ઉપર બેસી, હાથમાં શંખ, ભાલો, યષ્ટિ, સારંગ તથા તરવાર ધરી, અને આગળ ચાલી.

હરીએ યજ્ઞવારાહનો અનુપમ આકાર લીધો. વરાહનો આકાર લીધો, અને એક ભયંકાર આકારમાં ત્યાં હાજર રહી.

નારસિંહએ નારસિંહીનું ભયંકાર શરીર લીધું, અને પોતાની યાળે કરી નક્ષત્રો હોલવી નાંખ્યાં.

વજરની ધરનાર—ઈંદ્રી, જેને શક્રની માફક હજાર આંખો હતી, તે એક બળવાન હાથી ઉપર બેઠી હતી.

એશાનની આસપાસ દેવોની શક્તિ હતી, અને તેણે ચંદીકાને કહ્યું જે "તરત મને સંતોષ કરવા દૈત્યોને ઠાર કર."

ચંદીકાની અક્ષમય શક્તિ તે દેવીનાં અંગમાંથી શિવ નામે એક ભયંકાર આકારમાં નિકળી, જેનો અવાજ સો ઘણો વધ્યો.

એશાન (જે ધુમડાને રંગની, અસાધ્ય, તથા ઈશ્વરી કાસદ હતી) તેને તેણે કહ્યું—"સંભ અને નિસંભ પાસ જા—

"તે ગર્વિષ્ટ દૈત્યોને બીજા દૈત્યો સાથ લડાઈની તૈયારી કરવા કહે.

"ત્રણે જગત ઇંદ્ર પાછાં લેશે, તથા દેવો ભોગો લેશે. જો તેમની જીવવાની મરજી હોય, તો તેમને પાતાળમાં જવા કહે.

"જો મારી સાથ યુદ્ધ મચાવવાની તેઓ હીંમ્મ-

૨૧૭૧૩

ત કરે, તો શીઆળો તેમનાં માંસ ઉપર ભક્ષ કરશે."

શિવે દૈત્યો ઉપર તે દેવી પાસ પેગામ મોકલ્યો, માટે આ જગતમાં તેનું નામ શિવદુતી અથવા શિવનો કાસદ પડ્યું.

તે માહા અસુરને શિવનો મોકલેલો તે દેવીનો પેગામ સાંભળી અતિ રીસ આવી, અને જે જગ્યાએ કાત્યાની રેહેતી હતી, ત્યાં તે ગયો.

પેહેલાં અમરોના શત્રુઓએ જુસ્સાથી દેવી ઉપર તીર તથા શક્તિનો વરસાદ વરસાવ્યો.

દેવીએ વળી તેની કમાનપરથી મોટા તીરો ફેંક્યા, તથા રમત કરતી હોય એમ, પોતાનાં ત્રિશૂળ, ચક્ર તથા પરસુએકરી તેઓના તીરો કાપી નાંખ્યા.

કાળીએ તેઓનાં મોં ઉપર ત્રિશૂળ તથા ખતવાંગ માર્યાં, અને મોટાં કર્મો કર્યાં.

બ્રહ્માણી જ્યાં ગઈ ત્યાં તેણે તે બાહાદુર શત્રુઓને પોતાના કમનડળુમાંથી તેઓઉપર પાણી નાંખીને તેમનો નાશ કર્યો.

માહેશ્વરિએ તેનાં ત્રિશૂળવતે, તેમજ વૈષ્ણવીએ તેના ભાલાવતે, કૌમારીએ તેની ક્રોધી શક્તિવતે દૈત્યોને માર્યા.

ઈંદ્રે એકસો દૈત્યો તથા દુષ્ટ જીનોને તેની કુલીશ ભોંકી, અને તેમને જમીન ઉપર નાંખ્યા. તેમનું લોહી વેહવા લાગ્યું.

વરાહ મુરતીએ ભાલાવતે તેમની છાતી ચીરી, ઘણાક માહા દૈત્યોને પોતાનાં નખવતે તેણે ફાડ્યા, અને ખાઈ ગઈ. છાતી કાઢી નારસિંહી લડાઈમાં ચાલી. તેના અવાજે ચારે દશા તથા ગગન ભરાયાં.

દેવીએ પોકાર માર્યો. દૈત્યોને તણે જમીન ઉપર પાડ્યા, અને તેમને ખાઈ ગઈ.

મુખ્ય ગણો તે બળવાન અસુરોને ધિક્કારતી હતી, અને તે જુદા જુદા દૈત્યો નિષ્ફળ થયા, અને તેમના ઉપાય તથા યુક્તિઓ જેર કર્યાથી તે યુદ્ધવીરો—દેવોના શત્રુઓ—નાશી ગયા.

દૈત્યોને નાશી જતા જોઈ, માહા દૈત્ય રક્તબીજ (જેનું લોહી એકબીજ છે) તે રીસે ભરાયો અને લડાઈ કરવા આવ્યો.

જ્યારે તેનાં લોહીનું એક ટીપું તેનાં અંગમાંથી જમીન ઉપર પડતું, ત્યારે તેથી તેટલાજ કદનો એક રાક્ષસ જમીનમાંથી નિકળતો.

ઈંદ્ર, જેણે શક્તિ તથા વજર ધરેલાં હતાં, તેની સાથે તે માહા દૈત્ય એક યષ્ટિ હાથમાં ધરી લડ્યો.

કુલીશનો ફટકો તેના ઉપર પડ્યો. લોહી નિકળવા લાગ્યું. તરત તેવાજ આકાર તથા તેવીજ બાહાદુરીના બીજા દૈત્યો નિકળ્યા.

તેનાં શરીરમાંથી જેટલાં લોહીનાં ટીપાં પડ્યાં, તેટ-

લા તેવીજ બાહાદુરી,બળતથા હિંમ્મતના દૈત્યો નિકળ્યા.

ગણોના સરદારોનાં હથીઆરના સક્ત મારથી, તેમ-જ વળી વજરના કાપથી તેનું માથું નીચે પડ્યું.

લોહી વેહેતું હતું તેટલાં તેથી હજારો દૈત્યો નિકળ્યા. વૈષ્ણવીએ લડાઈમાં તેના ભાલા વતે તેને માર્યો.

ઈંદ્રે દૈત્યોના પતિને તેની યષ્ટિવતે માર્યો. વૈ-ષ્ણવીએ તેના ભાલા વતે તેને માર્યો, અને તેનું લો-હી નીચે પડ્યું.

તેવાજ રૂપના હજારો દૈત્યો આ જગતમાં નિપ-જ્યા. કૌમારીએ તેની શક્તિવતે તેને માર્યો; તેમજ વરાહીએ પોતાની તરવાર વતે.

બ્રહ્માણીએ સોટાવતે, તથા નારસિંહીએ પોતાના પંજા વતે તેને ફાડ્યો. તે માહા દૈત્ય રક્તબીજની છા-તી ઉપર માહેશ્વરીએ પોતાનું ત્રિશૂળ માર્યું, કાંકે તે હા-લતો ન હતો.

રીસે ભરાયલી મુખ્ય ગણોથી તે ઘેરાઈ ગયો હતો, માટે તેણે તેમને પોતાની ગદાવતે ખુબ માર માર્યો.

પુષ્કળ શક્તિઓ, ત્રિશૂળો વગેરે તેણે કાપી નાંખ્યાં, અને સેંકડોને જમીન ઉપર પાડ્યા.

લોહીમાંથી નિકળેલા દૈત્યોએ આખાં જગત ઉ-પર ભીડ કરી. દેવોને પછે બહુજ ધાસ્તી લાગી.

હારેલા સુરો તરફ ચંદીકાએ જોયું, અને ઉતાવળેથી

કાળીને કહ્યું—"અહો, ચામુંદા! તારૂં મોં પોહોળું ઉઘાડ.

"રક્તબીજનાં લોહીનાં ટીપાંમાંથી મોટા અસુરો નિકળેછે. લોહી જમીન ઉપર પડે તે અગાઉ તરત તું તે ચાટી જા.

"દૈત્યો નીપજે તે અગાઉ લોહી પી જા. દૈત્યો કમી થશે, અને રગતવનાના થશે. જો તું એમ કરશે, તો ફરી કદી તેઓ નિકળી શખશે નહીં." આમ કહી દેવીએ તેમને પોતાનું ત્રિશૂળ ભોંક્યું.

રક્તબીજનું લોહી કાળીએ ચુસી લીધું. ચંદીકાએ ખુબ જોરથી તેની યષ્ટિવતે તેને માર્યો.

ગદાના સખ્ત ફટકાઓથી તેનાં આખાં શરીર-ઉપર પુષ્કળ લોહી નિકળ્યું. ચંદીકાએ તે ચાટી લીધું ચામુંદાએ તેનું લોહી પીધું.

દેવીએ પોતાનાં ત્રિશૂળ, તીરો, તરવાર તથા મુક્કીવતે રક્તબીજને મારી નાંખ્યો, અને તેનું લોહી પીધું. અહો, પૃથ્વિ ઉપર રાજ કરનાર! ઘણાક તીરોથી ગરક થવાને લીધે તે બળવાન દૈત્ય રક્તબીજ જમીન ઉપર પડ્યો, અને રગતવનાનો થઈ ગયો.

પછે દેવોને અત્યાનંદ ઉપજ્યો. મુખ્ય ગણો મગરૂબીથી નાચી.

આઠમું પ્રકરણ, જેમાં રક્તબીજનાં મોત વિશે કહેલું છે, તે અહીં સુધી લંબાય છે.

# પ્રકરણ ૯ મું.

તે રાજા બોલ્યો—"અહો ઈશ્વરી પુરૂષ! આ અજાયબ વાત, અને દેવીનાં પવિત્ર કર્મો, જેણે રક્તબીજને નિરમૂળ કર્યો, તે મારી આગળ તેં ખુલ્લાં કર્યાં છે.

"હવે હું સંભનાં કર્મો, તથા નિસંભના અતિશય ક્રોધવિશે સાંભળવા ઈચ્છું છું."

રૂષી બોલ્યો—લડાઈમાં રક્તબીજ તથા બીજાઓનાં મોતથી સંભ તથા નિસંભને અતિશય રીસ આવી.

તેઓનાં મોટાં લશ્કરનો નાશ થતો દેખીને, તે દૈત્યો રીસે ભરાયા. ઘણુંક બીજું લશ્કર લઈ નિસંભ તેમની કુમકે દોડ્યો.

તેની આગળ, પાછળ તથા બાજુએ, તેનીસાથ બળવાન રાક્ષસો હતા, જેઓ ક્રોધમાં પોતાના હોટ કરડતા, અને દેવીનાં મોતનો વિચાર કરતા.

તે મહા દૈત્ય સંભ, પોતાનાં લશ્કરની વચે મુખ્ય ગણો સાથ લડ્યો, અને જુસ્સાથી અંબિકા તરફ ગયો.

સંભ તથા નિસંભે પછે દેવીસાથ એક ભયંકાર લડાઈ સુરૂ કરી, અને વરસાદનાં વાદળાં જેવો ગીચ, તીરોનો મજબુત વરસાદ નાંખ્યો.

ચંદીકાએ પોતાના તીરો વતે તેમના કકડા કરી નાં-

આ, તથા બંને મુખ્ય અસુરોને ઘણાક તીરો ભોક્યા.

પછી નિસંભે તેની તીક્ષણ તરવાર તથા ઝળકારવાળી ઢાળ લીધી, અને દેવીના ઉમદા સિંહનાં માથાંઉપર મારી.

જ્યારે તેના ઉત્તમ પશુને માર પડ્યો, ત્યારે ચીકચુરાએ એક તીક્ષણ તરવાર લીધી, અને અશટચંદ્ર* નામે નિસંભની ઢાળના બે કકડા કર્યા.

તે અસુરે, તેની ઢાળનો નાશ થયા કેડે, એક શક્તિ ફેંકી, પણ તે હવામાં ઉડી તેના તરફ આવતી હતી, તેટલામાં દેવીએ પોતાના ભાલાવતે તેના બે તુકડા કર્યા.

પછે નિસંભે તેનાં શુળવતે જુસ્સાથી હુમલો કર્યો. દેવીએ પોતાની મુક્કીવતે તે પ્રતિકુળ હથીઆરનો ચુરેચુરો કર્યો.

પછે તે દૈત્યે ચંદીકા તરફ તેની યષ્ટિ ફેંકી, પણ દેવીએ તેનાં ત્રિશુળવતે તરત તેને ભસ્મ કરી. આ આશાભંગ થવા પછે દૈત્યોના સરદારે એક ગુરજ લીધો, અને દેવી આગળ આવ્યો. તેણે તેના તીરોવતે તે લડવૈયાને જમીનદોસ્ત કર્યો.

જ્યારે ભયાનક નિસંભ જમીન ઉપર પડ્યો, ત્યારે તેનો ભાઈ, ક્રોધથી જલતો, અંબિકાને ઠાર કરવા ગયો.

પોતાના રથ ઉપર બેસી તેણે ફેંકવાનાં અને બીજાં

---

* આઠ ચંદ્ર.

બળવાન હથીઆરો ધર્યાં, અને બરોબરી ન થઈ શકે એવા અવાજથી સઘળાં આકાશમાં પેઠો.

દેવીએ તેને આવતાં દીઠો, અને પોતાના શંખ તથા કમાનની દોરીનો અવાજ કર્યો, જેની ગડબડ સોસાય નહીં એવી હતી.

તેના ઘંટના અવાજે આકાશ ભર્યું. દૈત્યોની જુદી જુદી તુકડીઓને ભય લાગી.

સિંહએ જોરથી ગર્જના કરી. તેનો અવાજ આકાશ, પૃથ્વિ, તથા દસેદશામાં પ્રવેશ થયો.

પછે કાળી આકાશ તરફ કુદી, અને જમીનને લાત મારી. તેના સાધના તીક્ષણ અવાજથી દૈત્યો અલોપ થઈ ગયા.

તે અસુરનાં દુર્દૈવ માટે શિવદુતીએ પોકાર માર્યો. તેનો અવાજ સંભ દૈત્યને પોંહોચ્યો, અને જુસ્સાથી તે દેવી તરફ ચાલ્યો.

અંબીકાએ તેને કહ્યું—"અહો નાપાક, કંગાલ! થોભ, થોભ. આકાશના વસનારા અમર દેવો બોલ્યા છે જે 'તને ફતેહ મળજો.'"

સંભે એક શક્તિ ફેંકી, જે એક ભયંકાર ભડકાંમાં નિકળી, એક દેવતાનો જથ્થો થઈ ગઈ. તે (દેવી) તેના મહોલ્કે કરી તેની સામે થઈ.

સંભનો સિંહજેવો અવાજ ત્રણે જગત ઉપર પંથ-

રાઈ ગયો. ( અહો, પૃથ્વિનાથ! ) તેના ભય ભરેલા અ-વાજથી તે જીતવાની આશા રાખતો હતો.

દેવીએ પોતાના તીરોવતે શુંભના તીરોના સેંકડો તથા હજારો કકડા કરી નાંખ્યા.

ચંદીકા રીસે ભરાઈ, અને તેને તેનું ત્રિશૂળ માર્યું, તેથી તે દૈત્યે ચકર ખાધાં, અને જમીન ઉપર પડ્યો.

નિસુંભે પાછો ઉઠી પોતાની કમાન લીધી, અને કા-ળી દેવીને તથા સિંહને તીરો માર્યાં.

દૈત્યોના રાજાએ, દસહજાર હાથ સાથ, સંખ્યા બં-ધ હથીઆરો, ભાલા તથા તીરોવતે ચંદીકાને ઘેરી લીધી.

પછી તે દુર્ગમ, ઘણીક બુરાઈઓને દાબી નાંખનાર દેવીએ રીસે ભરાઈ તે નાશકારક હથીઆરોના પોતાના તીરોવતે સેંકડો તુકડા કર્યા.

નિસુંભે ઉતાવળેથી ગદા લીધી, ( અને તેના દૈત્યો-ની ફોજ સાથ ) ચંદીકાને મારવા દોડ્યો.

દેવીએ તેની ગદાનો નાશ કર્યો, અને પોતાની તી-ક્ષણ તરવાર નાંખી. તે દૈત્યે એક ત્રિશૂળ લીધું.

અમરો ઉપર વિપત્તિ પાડનાર નિસુંભ ચંદીકાપાસ જતો હતો; તેણે એક યષ્ઠિ સાથ જડેલાં શૂળથી તેની છાતી ભાંગી નાંખી.

તેની છાતી ભાંગવાથી, બીજો દૈત્ય તેમાંથી બાહાર

નિકળ્યો. દેવીએ હસીને પોતાની તરવારથી તેનું માથું કાપી નાંખ્યું, અને તે જમીન ઉપર પડ્યો.

સિંહના દાંતોવતે તથા કાળી તથા શિવદુતીથી બીજા દૈત્યોનાં માથાં કપાયાં.

કૌમારીએ કેટલાક દૈત્યોનો પોતાની શક્તિવતે નાશ કર્યો. બ્રહ્માણીએ તેનાં મંતરેલાં પાંણીથી બીજાઓને માર્યા.

માહેશ્વરિએ કેટલાકને તેનાં ત્રિશૂળવતે ઠાર કર્યા. વરાહીએ તેમને મારી ને જમીન ઉપર તેમનો ભુકે ભુકો કરી નાંખ્યો.

વૈષ્ણવીએ પોતાના ભાલા વતે દૈત્યોનો ચુરે ચુરો કર્યો. ઈંદ્રીએ તેના વજર હથીઆરથી બીજાઓને મારી નાંખ્યા.

ઘણાક રાક્ષસો પાછા હટ્યા. ઘણાકનો તે ભયંકાર લડાઈમાં સંહાર થયો. કાળી, શિવદુતી તથા તે મહાસિંહ બીજા કેટલાકને ગળી ગયાં.

નવમું પ્રકરણ, જેમાં નિસંભના નાશ વિશે છે, તેમાં અંહીં સુધી કહેલું છે.



# પ્રકરણ ૧૦મું.

રૂષી બોલ્યો—સંભે તેનાં લશ્કરની હાર, તથા તેનો ભાઈ નિસંભ (જે તેને તેના જીવ જેવો વાહાલો હતો) તેનું મોત જોયું, અને જુસ્સાથી બોલ્યો—

"અહો, દુષ્ટ દુરઘા! તું ગરવિષ્ટ ના થા અહો, નિર્લજ્જ! તું બીજાઓની મદદથી ફાવે છે."

દેવી બોલી—"હું એકલી છું. આ જગતમાં મારા શિવાય બીજું કોણ છે? અહો દુરાચરણી! જો! એતો માત્ર મારાં તત્વના આ ઘણા આકારો બનાવ્યા છે."

તે બોલી તેટલાં બ્રહ્માણી, અને બીજી દેવીઓ વગેરે તેની પ્રકૃતીને મળી ગયાં. પછી દેવી એકલી થઈ ગઈ.

દેવી બોલી—"મરજીમાં આવે ત્યારે હું જુદા જુદા આકારો લઈ શકું છું. પણ હાલ હું એકજ આકાર રાખીશ, માટે મને લડાઈમાં મલ."

રૂષી બોલ્યો—આમ લડાઈ માંગવા પછે, સંભ તથા દેવીએ એક ભયંકાર લડાઈ સરૂ કરી. દેવો તથા દૈત્યો આ ભયંકાર સમાગમ જોતા ઉભા.

સૃષ્ટિનાં રાજ્ય માટે તીરોના વરસાદ, તથા બળવાન અને ક્રૂર હથીઆરોથી તેઓ બંને મરણીયાં થઈ લડ્યાં

અંબિકાએ સેંકડો ઈશ્વરી બાણ ફેંક્યાં. દૈત્યોનો સરદાર બીજાં બાણોથી તેની સાંમે થયો.

પરમેશ્વરિએ, રમત કરતી હોય તેમ, તેના અવાજ હુમકારાએ તેના પવિત્ર તીરોનો નાશ કર્યો.

તે અસુરે સેંકડો તીરોથી દેવીને ઢાંકી નાંખી. તેણે રીસે ભરાઈ તેની કમાનનો પોતાના તીર વતે નાશ કર્યો.

રાક્ષસોના સરદારે પોતાનું આ હથીઆર ખોયું, માટે ઉતાવળેથી એક શક્તિ લીધી; પણ તે તેના હાથમાં હતી તેટળાંજ દેવીએ તેના કકડા કરી નાંખ્યા.

દૈત્યોના રાજાએ તેની તરવાર તથા સૂર્યમાફક પ્રકાશતી તેની શતચંદ્ર* ઢાળ લીધી. તે જુસ્સાથી દેવી-તરફ દોડ્યો.

ચંદીકાએ તેની તરવાર કાપી નાંખી, અને સૂર્યનાં કીરણ જેવા સ્વચ્છ, તેના તીક્ષણ તીરો ફેંક્યા.

તે રાક્ષસે પોતાના ઘોડા, રથ, તથા કમાન ખોયાં, માટે અંબીકાને ઠાર કરવા ધારીને ડરામનો મુદગર (હથોડો) લીધો.

તેના સર્વથી તીક્ષણ તીરોવતે તેણે તેપણ કાપી નાંખ્યો. પછે તે તેની મુક્કી વાળી તેની તરફ દોડ્યો.

ઉતાવળથી તેણે એક મસ્ત ફોડી. તેણે તે પાડી નાંખી, અને દૈત્યોના સરદારની છાતી ઉપર ફટકો માર્યો.

---

* સો ચંદ્ર.

તે ૫ટકાનાં જોરથી તે જમીન ઉપર પડ્યો. રાક્ષસો-નો રાજા જલદીથી પાછો ઉઠ્યો, અને દેવીને પકડવાની ઈચ્છાથી ઉપર આકાશ તરફ ઉડ્યો. જોકે તે આકાશ-માં પડેલો હતો, તોપણ તે ચંદીકા સાથ લડ્યો.

આકાશમાં તેઓ એકમેકસાથ લડ્યાં, અને મુ-નિઓ તથા દેવદૂતો અજાએબ થયા એવાં આશ્ચર્ય-કારક કર્મો લડાઈમાં કર્યાં.

કુદી, ફરીજઈ, એક મેકને જમીન ઉપર પાડી, ઘ-ણો વખતસુધી તેઓ લડ્યાં. ચંદીકાને ઠાર કરવાની મતલબથી તરત પોતાની મુક્કી વાળી તે ખરાબ મનનો દૈત્ય પૃથ્વિ ઉપર ઉતર્યો.

દેવીએ દૈત્યોના પતિને આવતાં દીઠો, અને તેનું ત્રિ-શૂળ તેની છાતીમાં ભોક્યું, અને તેને જમીન ઉપર પાડ્યો.

તે દેવીનાં ત્રિશૂળથી આરપાર વિંધાયો હતો, માટે તેણે તેનો પ્રાણ મુક્યો. તે જમીન ઉપર પડ્યો ત્યારે સાતો બેટો તથા પર્વતો હાલ્યાં.

તે અસુરનાં મોતથી દરેક જણ આનંદ પાંમ્યા. જ-ગતને સુલહા મલી. આકાશ નિર્મળ થયું.

વાદળાંઓ હવામાં છુટાં પડી ગયાં. આ વખત-થી અશુભ શુકનો બંધ પડ્યા. સૂર્યનાં કીરણો હંમેશ માફક એક બીંદા ઉપર માર્યાં. નદીઓ તેમની ઠરાવેલી જગ્યાઓ ઉપર વેહેવા લાગી.

સઘલા દેવોને હર્ષ ઉપન્યો. તેના મુઆ પછે ગંધર્વોએ ખુશીથી ગાયણ કર્યું. બીજાઓએ પોકાર માર્યા. અપસરસો* નાચી. પવિત્ર કરે એવા પવનો ફુંકવા લાગ્યા. સૂર્ય પ્રકાશિત થયો.

તપાવતો દેવતા નરમ પડ્યો. મંડળના હાથીઓની ગડબડ બંધ થઈ. ગ્રહો સ્વસ્થ રીતે ફરવા લાગ્યા, ને આખાં ગગનને ચંદ્રે રોશણી આપી.

દસમું પ્રરકણ, જેમાં સંભનાં મોત વિશે છે, તેમાં અંહીં સુધી કહેલું છે.



## પ્રકરણ ૧૧મું

રૂષી બોલ્યો— "જ્યારે દૈત્યોના સરદારને દેવીએ માર્યો, ત્યારે ઈંદ્ર, સુરો, તથા વનહી તેની સામે આવ્યા, અને આનંદી મુખથી જે કૃપા તેણે તેઓ ઉપર કરી હતી, તેને માટે કાત્યાનીના નમસ્કાર કરવા આગળ વધ્યા.

"અહો દેવી! તારી સહાય તારાં લોકનાં દુઃખનું

* કાશી ખંડ પ્રમાણે એ અપસરસોની સંખ્યા ત્રણ કરોડ પચાશ લાખની છે. એઓ સમુદ્રમાંથી નિકળી, માટે એઓનું નામ અપસરસ પડયું.—પ્રોફેસર વીલસનનો "હિંદુ થીએટર."

નિવારણ કરે છે. આખાં જગતની તું પરોપકારી માતા છે. અહો, જગતપતિ! પૃથ્વિને બંચાવ. જગતનું તું રક્ષણ કરજે. તું સજીવ તથા નિર્જીવોની દેવી છે.

"અહો, શૌર્યના નમુના! પૃથ્વિના આકારમાં જગતને તું એકલી નીભાવે છે. પાણી માફક સર્વ પ્રાંણીઓને તું તાજાં કરે છે.

"તું વૈષ્ણવીની શક્તિ છે. તારી બાહાદુરી અપાર છે. તું જગતનું તત્વ છે. અહો દેવી! તું શ્રેષ્ઠ માયા છે. સઘળી ચીજોને તું મમતાથી બાંધે છે. તું પેહલું મોટું કારણ છે. પૃથ્વિ ઉપર તું તારણ આપનાર છે. સઘળી વિદ્યાઓનું તું તત્વ છે. તું દ્રવ્યવાન છે. સઘળી ચીજો તું ભરે છે. તારી પવિત્ર વાચાશક્તિના વખાણ કોણ કરી શકે?

"સઘળાં પ્રાણીઓને તું સ્વર્ગ તથા તારણ આપનાર છે. કયા બોલો પુરતી રીતે તારા વખાણો કરી શકે?

"હું તારા નમસ્કાર કરૂં છું. ઓ દેવી! નારાયણી! જે તારી પ્રજાના દીલમાં પ્રગ્નાના એક આકાર દાખલ રહે છે, અને સ્વર્ગને એક અક્ષય રેહેઠાણ આપે છે.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જે નિરાકાર ત-

થા આકારવાળી રહી, સર્વ ચીજનું રક્ષણ કરે છે. તે જગતની રાજકરતી સત્તા છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જે ભાગ્યોદય, સુખ તથા દરેક ઈચ્છાની શુભ આપનાર છે, જે કૃપાઓ કરનાર છે, જે ત્રણ આંખી તથા ભુરી છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જેનામાં સરજાવવાની, રક્ષણ કરવાની તથા નાશકરવાની શક્તિ છે. જે સઘળા યુગથી સદગુણનો કુંડ છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જે, જેઓ તેનો આશ્રય સોધે છે, તેમને બંચાવે છે; જે કંગાલ તથા દુઃખીને દીલાસો દેછે; જે સર્વ દુઃખોની દુર કરનાર છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જે ઈશ્વરી હંસોથી ખેંચાતા રથ ઉપર બેસે છે, જે બ્રહ્માણીનો આકાર લે છે, તથા વનસ્પતી ખાય છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને—શુળ, ચંદ્ર તથા બહીની ધરનાર—જે માહેશ્વરીના આકારમાં બળદ ઉપર સ્વારી કરે છે.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને—જેની આગળ મોર હાજર રહે છે, જે મોટા પર્વતને પોતાનાં નખો ઉપર ધરે છે, જેણે કૌમારીનો આકાર મેળવ્યો.

" હું નમસ્કાર કરૂં છું નારાયણીને, શંખ, ચક્ર, ગદા

તથા સારંગ ધરાવનાર, જે વૈષ્ણવીના આકારમાં સર્વ ઉપર કૃપા કરે છે.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જેણે વિશાળ ચક્ર લીધું, અને વરાહ તથા શિવના આકારમાં પોતાની સુંઢ ઉપર પૃથ્વિને ટેકાવી.

"હું નમસ્કાર કરૂંછું નારાયણીને, જેણે નારસિંહીંનો ક્રોધી આકાર લીધો, અને ત્રિલોકને બચાવવા માટે દૈત્યોને માર્યા.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જેણે વજરના ધરનાર એકહજાર આંખવાળા, વૃત્રના આત્માને ખેંચી કાઢનાર ઈંદ્રને તાજ પેહેરાવ્યું.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જેણે શિવદુતી, જેનો આકાર તે મહાયુદ્ધમાં ભયંકાર હતો, તેના આકારમાં દૈત્યોનો નાશ કર્યો.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જેના દાંત તથા મોં સિંહો જેવાં ભયંકાર છે, અને જે ખોપરીઓના એક હારથી સણગારેલી છે; ચામુંડાનું શીશ કચડનાર, સત્યાશીળ, સર્વજ્ઞ, વિસ્વાસુ તથા મજબુત સ્વધા, દૃઢ, બળવાન તથા પુષ્કળ કળાઓમાં હોશીઆર.

"હું નમસ્કાર કરૂં છું નારાયણીને, જે હોશીઆરી તથા ઉત્કૃષ્ટપણું છે. સરસ્વતી, ચઢતી કળા આપનાર, ક્રોધી, નિષ્ઠુર તથા સર્વ લાભ આપનાર.

" હું નમસ્કાર કરૂં છું દુર્ગા દેવીને, જેના પુષ્કળ આકાર છે. જે સર્વ ચીજનો નાથ છે. જુદી જુદી પુષ્કળ શક્તિવાળી, બીકણોનું તારણ કરનાર.

" હું નમસ્કાર કરૂં છું કાત્યાનીને, જેનો ચેહેરો નમ્ર છે, જેને ત્રણ આંખથી સણગાર મળ્યો છે, જે સર્વ પ્રાણીઓનું રક્ષણ કરે છે.

" હું નમસ્કાર કરૂં છું ભદ્રકાળીને, જેનો ચેહેરો ભયંકાર છે, જેણે દૈત્યોની આખી જાતનો નાશ કર્યો. આવાં ત્રિશૂળથી બીકણોનું રક્ષણ થજો!

" દેવીનો ઘંટ, જેણે દૈત્યોની શક્તિને ડર લગાડ્યો, અને સઘળા લોક મધે પ્રવેશ થયો, તે પોતાનાં બચ્ચાં દાખલ હમારૂં રક્ષણ કરજો.

" હમો પગે લાગ્યે છૈયે ચંદીકાને, જેની અતિશય ઝલકતી તરવાર, દૈત્યોનાં લોહી તથા માંસથી ખરડાઈ હતી, અને જે સંભનાં મોતનું હથીઆર થઈ.

" તું સઘળી જાતનાં દુઃખો સારાં કરી, સઘળા લોકને મોજ તથા જોર આપે છે. જેઓ તને અનુસરવા ઈચ્છે છે, તેમને દુઃખ ન લાગશે, પણ તેઓ સારાં થશે.

" તારાં કર્મો તથા રૂપાંતરથી તે માહાદૈત્યો; જેઓ સદગુણના શત્રુ હતા, તેમનો તેં નાશ કર્યો.

" વીદ્યાઓમાં, જ્ઞાનમાં, ડાહાપણમાં, શબ્દચાતુર્યમાં, સદગુણમાં, તું શ્રેષ્ટ રીતે ચઢીઆતા છે. તારી અ-

ત્તિશય માયાથી જગત ઘેરાઈ ગયું છે.

"ઝેરી સર્પો વચ્ચે, મસ્ત થયલા તથા ભ્રષ્ટ લુટારાઓ મધે, અને જ્યાં બળી જાય એવી ચીજો તથા અગ્ની હોય, ત્યાંપણ તું રહે છે. તું સમુદ્રમાં છે, તથા જગતને તું ટકાવે છે.

"અહો, જગતની દેવી! તારે જગતનું રક્ષણ કરવું જોઈયે. તું જગતને ધરી, તેની અંદર ફેલાય છે. જગત તને પગે લાગે છે. જગત તને અનુસરે છે. જગત તારા ઉપર આકીનથી પ્રીતિ રાખે છે.

"અહો દેવી! તેં હમણા કર્યું તેમ અસુરોનો નાશ કરી, શત્રુઓના ભયમાંથી લોકોને બચાવ, તથા તેમનું રક્ષણ કર. સર્વ જગતનાં પાપ, જે અકસમાતી કારણોથી થાય છે, તે હોલવી નાંખ.

"અહો દેવી! જે નમ્રતાથી નમે તેના ઉપર તારે કૃપા કરવી જોઈયે. અહો, સર્વની ભય દુર કરનાર! ત્રણે જગતનાં લોક તને પગે લાગશે. અરે! લોકને આશીર્વાદ દે." દેવી બોલી—"અહો, સુરોનાં ટોળાં! હું તમને આશીર્વાદ દઈશ. માંગો, અને દેવોના લાભ માટે જે તમે ઈચ્છશો, તે હું આપીશ."

દેવોએ ઉત્તર દીધો—"અહો, ત્રણે જગતની શ્રેષ્ઠ દેવી! સઘળી ભય દુર કરવા, તથા હમારા શત્રુઓનો નાશ કરવા, હમો તને વિનંતિ કર્યે છૈયે. આ તારૂં કામ છે."

દેવી બોલી—"વૈવસ્વતને અઠાવીશમે યુગે, સુંભ તથા નિસુંભ પાછા જન્મ પામશે.

"હું વિંધ્યા પર્વત ઉપર રહીશ. ભરવાડોની જાતમાં યાશોડાને પેટે હું જન્મ પામીશ, અને તેમનો નાશ કરીશ.

"પૃથ્વિ ઉપર હું અવતાર લઈશ, અને માહાહિત્ય વૈપરાચીતને મારીશ.

"દાડમનાં ફુલ જેવા મારા દાંત લાલ રેહેશે. પછે સઘળા દેવો તથા મનુષ્યજાત મારી વાહવા કરશે, અને વારંવાર મને રક્તદંતીકા કેહેશે.

"વરસાદવિનાં એકસો વરસ સુધી દુકાળ પડશે. મુનિઓએ નમસ્કાર કર્યાથી હું આપ મેળે જન્મ લઈશ.

"પછે એકસો આંખે હું મુનિઓ તરફ જોઈશ. તે માટે મનુષ્યો મને શતાક્ષી (અથવા સો આંખી) કેહેશે.

"વરસાદ પડે ત્યાંસુધી ઈશ્વરી વનસ્પતી, જે મારાં-શરીરમાંથી નિકળશે, તે ઉપર સર્વ જગતનું ગુજરાન ચાલશે.

"શાકંભરી—વનસ્પતીથી બચાવનાર તે નામે પૃથ્વિ ઉપર મને માન મળશે. દુર્ગમ નામના દૈત્યને હું મારીશ, જે કારણસર મારૂં નામ દુર્ગા દેવી પડશે.

"હીંમાચળ પર્વત ઉપર વળી હું એક ભયંકાર આકાર લઈશ, અને મુનિઓનું રક્ષણ કરવા દૈત્યોને ગ-

ળી જઈશ. સઘળા જોગીઓ મારા નમસ્કાર તથા સ્તુ-
તિ કરશે.

"જ્યારે અરૂણ ત્રિલોકને બેજાર કરશે, ત્યારે હું ભીમા દેવી કેહેવાઈશ. પછે હું એક ભમતો વાંદો થઈશ.

"આ ત્રિલોકના લાભ માટે તે માહાદૈત્યનો હું નાશ કરીશ. જગતમાં બ્રહ્માણીના નામથી સર્વ લોક મારી વાહવા કરશે.

"રાક્ષસોથી જ્યારે પણ વિઘ્ન થશે, ત્યારે હું અવતાર લઈશ, અને તે શત્રુઓનો નાશ કરીશ."

અગીઆરમું પ્રકરણ, જેમાં સંભ તથા નિસંભનાં મોત વિશે છે, તેમાં આટલું કહ્યું છે.

---

## પ્રકરણ ૧૨મું.

દેવી બોલી,—"જે ખુશીથી મારા વખાણ કરશે, તેને બેશક સઘળી જાતની ભયમાંથી હું બચાવીશ.

"મધુ તથા કૈતભના ક્ષય, તથા મહીશાસુરના નાશ વિશે જે બોલશે, તેમજ વળી સંભ તથા નિસંભ-નાં મોત વિશે—

અષ્ટમી અથવા આઠમે દહાડે, નવમી અથવા નવમે દહાડે, ચતુરદશી અથવા ચોદમે દહાડે—સા-

વધ અને સ્વચ્છ દીલથી—તથા મારાં ઉમદા કર્મોના આફ્રીનથી વખાણ કરશે—

"તેઓ કોઈપણ જાતનું પાપ ન કરશે; તેઓ કદી-પણ વિપત્તિમાં ન પડશે; કાંઈપણ અડચણ ન સોસશે; અથવા કાંઈપણ દુઃખ ન વેઠશે,

"ને વળી કોઈપણ વેળા શત્રુઓ, અથવા ચોરો, અથવા અગ્નિ, અથવા તરવાર, અથવા પાણીના ભય-માં ન રહેશે.

"તેમાટે દર વખતે સહલામાં ખુશીથી મારાં કર્મો ગાવાં જોઈએ, અને હંમેશ ખુશીથી સાંભળવાં જોઈએ.

"બુરાઈની તથા ત્રણ મરકીની સઘળી ભયો મા-રાં ગુણવાન કર્મોથી નિષ્ફળ થશે.

"જે દરરોજ ધ્યાનથી પોતાનાં ઘરમાં મારાં વચ-નો વાંચશે, તેને હું છોડીશ નહીં, પણ તેની હાજરીમાં રહીશ.

"જાણીને અંનનું બલિદાન આપતાં, પુંજા કરતાં, અગ્નિ ભોગ આપતાં, અથવા મેજબાની આપતાં, મ-નુષ્ય જાતે મારાં કામો પૂર્ણરીતે વાંચવાં તથા સાંભળવાં જોઈએ.

"જે કોઈ જાણીને કે અજાણપણે, બલિદાન, અ-ન્ન કે અગ્નિભોગ આપશે—

"જે કોઈ દરવરસે શરત (અથવા સુકી) મોસમમાં

ભજન કરશે, અને મારાં કર્મો ખુશીથી બોલેલાં સાંભળશે, તેઓને ખચીત મારી કૃપા મળશે.

"જે મારા સંસ્કાર સાંભળશે તેની ચઢતી કળા થશે, અને લડાઈમાં તે બાહાદુર થશે.

તેમના શત્રુઓનો નાશ થશે; દ્રવ્યવાનો મારાં દેવકર્મો ઉપર ધ્યાન દેશે, અને તે સાંભળશે; મનુષ્ય જાત ખુશી થશે.

"દરેક ઠેકાણે જ્યારે આરંભ કરવાની ક્રિયાઓ થશે, ત્યારે ખરાબ સ્વપ્ના ને ગ્રહોના અસુભ દેખાવો, મારાં કર્મો બોલાય તેટલાં બંધ થશે.

વિઘ્નો તથા ગ્રહોની ખરાબ અસરો બંધ પડશે. અશુભ સ્વપ્ના સફળ થશે.

દૈત્યોથી જે દુઃખ બચ્ચાંઓને પુગે છે, તે હું દુર કરીશ, અને મારાં લોકમાં મિત્રાચારીનો ભંગ હું રજાવીશ.

સખ્ત આકીનથી તે વાંચવાથી સઘળા ખરાબ મનના લોકો, દૈત્યો, રાક્ષસો અને દુષ્ટ જીનોનાં જોરનો નાશ થશે.

" જો કોઈ ઉમદા પશુઓનો, ફુલોનો, અર્ગનો, ધુપનો, સુખડનો કે ( મીણ ) બતીનો ભોગ મારે માટે લાવશે,

" જેઓ વીપ્રોને જમાડશે, દરરોજ તથા દરરાત્રે

જો સિંહ જેવાં વિક્રાળ હોય, તોપણ તેઓમાંથી હું તેને છોડવીશ.

"મારાં કર્મો બોલ્યાથી સર્વ ભયો દુર થશે."

રૂષી બોલ્યો—તે લડાયક દેવી ચંદીકા, આ બોલતાં બોલતાં, અને દેવો તેને તાંકીને જોતા હતા તેટલાં એકાએક અલોપ થઈ ગઈ, અને કાંઈપણ હરકતવિના દેવોને તેમની આગલી સત્તા પાછી મળી.

લડાઈમાં દેવીને હાથે દૈત્યો તથા સંભ માર્યા ગયા, પછે તેમના શત્રુઓનો નાશ થયો, માટે બલિદાન તેઓ ભોગવવા લાગ્યા.

જગતને હેરાન કરનાર બાહાદુર, અનુપમ અને બળવાન નિસંભ માર્યો ગયો, તેથી બાકીના દૈત્યો પાતાળ તરફ પાછા હટ્યા.

અહો રાજા! તે દિવ્ય દેવીએ જગતનું રક્ષણ કરવા વારંવાર અવતાર લીધો હતો. જગતને તે બાંધી રહી છે, તથા સરજે છે.

તે જ્ઞાન, મોજ તથા પ્રગ્ના આપે છે. અહો, મનુષ્યોના રાજા! બ્રહ્માનાં મંડળમાં તે ફેલાય છે.

એક માહાદેવીના આકારમાં તે મહામાયા, પ્રાચીન માહાકાળી, વખતે વખત જગત સરજે છે;

અને હવે પછીની વેળામાં લોકની જીંદગીમાં દ્રવ્ય

દીધા, અને તેમની ઈચ્છા આપી. પછે તે અલોપ થઈ. સુરથ, મુખ્ય વૈશ્ય, આ રીત તેના આશીર્વાદ લેવા પછે, તેના બીજા જન્મમાં સાવર્ણી મનુ થયો.

તેરમું પ્રકરણ, જેમાં ચંદીકાના વખાણ છે, તેમાં આંહીં સુધી કહેલું છે.



# વિવર્ણ.



**અંધક**....મહીશાસુરનાં લશકરનો એક સરદાર.

**અનંત**....વિષ્ણુનું એક નામ.

**અનીળ**....અગ્નિનો દેવ.

**અંબીકા**....દુર્ગાનું એક નામ.

**અસ્ત્ર**......તીર.

**અસીલોમ** ...એક દૈત્ય, જેને વાળને ઠેકાણે તર-
વારો હતી.

**અસુર**....દૈત્ય—રાક્ષસ.

**આયુત**..દસહજાર વખત દસહજાર—૧૦૦,૦૦૦,૦૦૦

**ઇંદ્ર**....આકાશનો દેવ. એને એક હજાર આંખો
છે. હાલના ઇંદ્રનું નામ બાળી છે.

**ઇરાવત**....ઇંદ્રનો હાથી. સમુદ્રને વલોવ્યાથી નિકળે-
લાં ચૌદ રત્નોમાં એ એક રત્ન ગણાય છે.

**એશાન**....શિવનું એક નામ.

**કતન**....લોલક—કાનને માટે ઘરેણાં. એક શેહર-
નું નામ.

**કંબુ**......લડવૈયો.

કમનડળુ . . . પાણીનો ઘડો.

કરાળ . . . . . સિંહના આકારનું.

કલ્પ . . . . . ચૌદ મનુનાં ગામોનો એક કલ્પ બને છે.

કાતાયની . . . પાર્વતિ દેવીનું એક નામ.

કાળકેય . . . દૈત્યોની એક જાત, જે (મહાભારતમાં) અર્જુન સાથ લડી હતી.

કાળદંડ . . . . . કાળની ગદા.

કાળરાત્રિ . . . રાત તથા મોતનો રાજા. એનામ જે રાતે વિષ્ણુ જન્મ પામ્યો હતો ત રાતને પણ આપવામાં આવે છે.

કાળી . . . દુર્ગા દેવીનો એક આકાર. એને ચાર હાથ છે, અને (એનાં નામ પ્રમાણે) એને તદન કાળી પાડવામાં આવે છે. એના લાંબા વાળ એના પગ સુધી પોંહચે છે, અને તેને છેડેથી એક ગાંઠ વાળેલો હોય છે. એનાં ગળાંમાં એક માથાંની ખોપરીઓનો હાર હોય છે. એના એક હાથમાં એને એક તરવાર ધરેલી હોય છે, અને બીજા હાથમાં એક દૈત્યનું ડોકું વાળથી લટકતું પકડેલું હોય છે, તથા બીજા બે હાથ ખાલી હોય છે; જેમાંના એકે એ ભય અટકાવતી, તથા બીજાએ આશીરવાદ દેતી જણાય છે. એ દેવી બંગાળામાં બહુ પ્રખ્યાત છે.

**કુંડળ**....કાનમા પેહેરવાનું ઘરેણું.

**કુબેર અથવા કુવેર**....દ્રવ્યનો દેવ, જેની રાજધાની અલકા, કુવેર પર્વત ઉપર છે.

**કુળીશ**....વજર અથવા ઈંદ્રની વીજનું બીજું નામ.

**કેયુર**....હાથમાં પેહેરવાનું એક ઘરેણું.

**કેશવ**....ક્રિષ્ણનું એક નામ. ઘણું કરી એમ ધારવામાં આવે છે જે એ નામ એના સુંદર કેશને માટે એને આપેલું છે, પણ મહાભારત પ્રમાણે વિષ્ણુના એક કેશનો એ અવતાર છે, તેથી એને આપેલું છે.

**કેસરી**....દુર્ગાના સિંહનું નામ.

**કૈતભ**....વિષ્ણુના કાનના મેલમાંથી નિકળેલો એક દૈત્ય.

**કોટી**....એક કરોડ.

**કૌમારી**... કુમારી—દુર્ગાનું એક નામ.

**કૌશિકી**....એક દેવી, જે પાર્વતિમાંથી નિકળી હતી——ગોદાવરી.

**ખતવાંગ**..... બિલાડીના પગના આકારનું એક હથીઆર.

**ગદા**.........યષ્ટિ—એક હથીઆર.

**ગદિની**......ગદાની ધરનાર.

**ગંધર્વ**....આકાશી ગવૈયો. એ બોલનો ખરો અર્થ "ગંધ લગાડનાર" એમ થાય છે.

**ચક્રાયુધ**....અર્ધચંદ્રના આકારનું એક હથીઆર.

**ચક્રિણી**....ચક્રની ધરનાર.

**ચંદ**....એક દૈત્ય—સંભ તથા નિસંભનો ચાકર.

**ચંદીકા**......દુર્ગાનું એક નામ.

**ચાપિની**.....તીર ધરનાર—દેવીનું એક નામ.

**ચામર**......મહીશાસુરનાં લશકરનો એક સરદાર.

**ચામુંડળ**....એક દેવી, જે દુર્ગા દેવીમાંથી નિકળી હતી. એ દેવીનો આકાર ઘણોજ ભયંકાર હતો. એનો રંગ કાળો હતો. એના હાથમાં એક તરવાર, એક પાશ (ફાંદો) તથા એક ભારે યષ્ટિ હતી, અને એને એક મડદાંનો હાર પેહરેલો હતો. એનાં વસ્ત્ર હાથીનાં ચામડાંનાં હતાં, અને એનું મોં વકાશેલું, તથા એની જીભ બાહાર કાઢેલી હતી. એ દેવીને એના કાળા રંગ ઉપરથી કાળી કહે છે, તથા એનો દેખાવ ઘણો ભયાનક છે, માટે એને કરાળા, અથવા કરાળવદના પણ કહેછે.

**ચીકશુ**....એક દૈત્યનું નામ.

**ચુદામની**....માથાં ઉપર પેહરવાનું ઘરેણું.

**ચૈત્ર**....મનુઓની એક જાત.

**જનારધન**....વિષ્ણુનું એક નામ.

જળધી....સમુદ્ર.
જાનહવી ...ગંગા નદીને આપેલું એક નામ.
ત્રિનેત્રા....ત્રણ આંખી.
ત્રિદશા....ત્રિદશા એ શબ્દ દેવોનેલગાડવામાં આવે છે, કારણ કે તેઓ હમેશ ત્રિશ વરસની ઉમરનાજ દેખાય છે.
તુહીનાચળ....બરફ વાળો પર્વત.
તોમર....લડાઈનું એક હથીઆર.
દ્વિજ....બે વાર જન્મેલો. (બ્રાહ્મણ.)
દિનેશ....દિવસનો પતિ.
દુર્ગા....શિવની સ્ત્રી. એનાં એક હજાર નામ છે, અને અસુરોને મારવા માટે એને ઘણાક આકારો લીધા હતા. એની મુરતીને દસ હાથ કરેલા હોય છે, જેમાં ઘણાંક નાશકારક હથીઆરો પકડેલાં હોય છે. એનાં, તેમજ શિવનાં ગળામાં એક માથાંની ખોપરીઓનો હાર, તથા માથાં ઉપર એક અર્ધચંદ્ર હોય છે. દુર્ગા પુંજામાં મુખ્ય કરી બંગાળના શ્રિમંત હિંદુઓ બહુ પૈસો ખર્ચે છે.
દુર્ધર....રાક્ષસોનાં લશકરનો એક સરદાર.
દુર્મુખ.... એક દૈત્યનું નામ.
દેવી... રોશણી—દુર્ગા.
દૈત્ય....રાક્ષસ.

ધનાધિપ....ખજાનાનો રાજા.
ધમ્ર....રાક્ષસ.
ધમ્રલોચન ...ધુમાડા જેવી આંખવાળો—મહીશાસુરનાં લશકરનો એક સરદાર.
નંદન....ઈંદ્રનો બાગ.
નારાયણી....નારાયણની સ્ત્રી.
નિધી....દ્રવ્યના દેવ કુબેરની નવ તીજોરીમાંની એક.
નિસંભ....સંભનો ભાઈ—દૈત્યોનો પતિ.
નિયુત....એક લાખ.
પતંગ....તુતડી—પીપોરી.
પત્તિશ....લડાઈનું એક હથીઆર.
પ્રમથા....એક લડાયક સ્ત્રી.
પ્રમેશ્વરી....દુર્ગાનું એક નામ.
પરિઘ....લડાઈનું એક હથીઆર.
પાતાળ..પૃથ્વિની નિચેનો લોક, જેમાં નાગો વસે છે.
પાર્વતિ.... પર્વત ઉપર જન્મેલી—શિવની સ્ત્રી.
પાર્શવગ્રાહી....સંભના હાથ નીચેનો એક દૈત્ય
પાશ....ફાંદો.
પાવક....અગ્નિના દેવનું એક નામ.
પિનાકી....શિવનું એક નામ.
પુરંદર....ઈંદ્ર—શેહરનો ધરનાર.
બ્રહ્મા....સરજાવનાર. એને ચાર મોં છે અને એ

ચાર મોંમાંથી ચાર વેદ નિકળ્યાં એમ કહે છે. કહે છે જે અસલ એને પાંચ માથાં હતાં, પણ એક માથું શિવે કાપી નાંખ્યું, તે હવે ચારજ છે.

**બ્રહ્માણી**....સાત શક્તિઓમાંની એક.

**બાણ**....તીર.

**બાશકળ**....એક દૈત્યનું નામ.

**બિડાળ**....એક દૈત્યનું નામ. એ નામનો મૂળ અર્થ "બીલાડી" થાય છે.

**ભિંડીપાળ**....લડાઈનું એક હથીઆર.

**ભુવિ**....પૃથ્વિ.

**ભૂશુંડી**....એક લડાઈનું હથીઆર.

**મંદ**....એક દૈત્ય—સુંભ તથા નિસુંભનો ચાકર, તથા તેમનાં લશકરનો એક સરદાર.

**મધુ**....મધ—એક દૈત્ય, જે વિષ્ણુના કાનના મેલમાંથી નિકળ્યો હતો.

**મધુસુદન**....વિષ્ણુનું એક નામ.

**મનવંતર**....એક મનુનાં રાજનો વખત.

**મરૂત**....પવન.

**મહાકાળી**....મોટી કાળી.

**મહાભાગ**....મોટો ભાગ. (પૃથ્વિની પેદાસના ૨૦ ભાગ ઇશ્વરને તથા ધર્મગુરૂઓને આપવા, ૬ ભાગ રાજાને દેવા, અને ચાર ખેડુત પોતે વાપરવા.)

**મહારાત્રિ અથવા શિવરાત્રિ**....શિવના જન્મની રાત.

**મહાહનુ**...મોટા ગાલનો—એક દૈત્યનું નામ.

**માર્કંડેય**....એક અમર પુરૂષ.

**મહાએશાન**....શિવ.

**માહેશ્વરી**....માહઈશ્વરની સ્ત્રી.

**મુશટી**....મુક્કી.

**મુશળ** ...દસ્તાના આકારનું એક હથીઆર.

**મેરૂ**....દેવોનો સોનાનો પર્વત.

**મૌરાય**...દૈત્યોની એક જાતનું નામ.

**યજુશ**....બીજો વેદ.

**યમ**.....દોજખનો રાજા, અને મુએલાંઓનો ઈનસાફ કરનાર. એ ભેંસ ઉપર સ્વારી કરે છે, તથા એના હાથમાં એક ભારે યષ્ટિ હોય છે. એને જમ પણ કહે છે.

**રિગ**.....પેહલો વેદ.

**લોક**.....દુનીઆ. લોક ત્રણ છે—આકાશ, પૃથ્વિ, તથા પાતાળ.

**વજર**.....ઈંદ્રની વીજ, જે વડે તે પોતાના શત્રુઓનો નાશ કરતો.

**વનહી**....અગ્નિના દેવનું એક નામ.

**ત્રિશાતી**....એક હથીઆર.

**વરૂણ**....સમુદ્રનો દેવ.
**વિધી**... બ્રહ્માનું એક નામ.
**વિપ્ર**....વેદ બોલનાર.
**વિષ્ણુ**....રક્ષણ કરનાર. એને ચાર હાથ છે, તેમાં-
ના એકમાં તે ચક્ર ધરે છે, બીજામાં કમળ, ત્રિ-
જામાં શંખ, તથા ચોથામાં ગદા. એનાં પણ હજાર
નામ છે.
**વુગ્રવિર્ય**...શ્રેષ્ઠ શૌર્યનું.
**વુગ્રાસ્ય**... ક્રોધી.
**વુચૈશ્વર**....ઈંદ્રનો ઘોડો.
**વુતક્રાંનતિદા**....મોતનો ફરેસ્તો.
**વુરગ**....એક સર્પ.
**વૃત્ર**....એક દૈત્ય.
**વૈવસવત**....હાલનો મનુ.
**વૈશાનવી**....શિવની સ્ત્રી.
**વૈશ્ય**....હિંદુઓના ચાર વર્ણમાંનો ત્રિજો વર્ણ.
**શક્તિ**....એક હથીઆરનું નામઃ—સ્ત્રીના આકાર-
માં ઈશ્વરી બળ. આ અર્થ લેતાં શક્તિ દરેક દે-
વીને લાગુ પડે છે.
**શક્ર**... ઈંદ્રનું એક નામ.
**શંકર**....સુખ આપનાર.
**શંખિની**....શંખની ધરનાર.

**શતચંદ્ર**...સો ચંદ્ર—સંભની ઢાલનું નામ.
**શંભુ**... શિવનું નામ.
**શરન**.... ઈશ્વરી આશ્રય.
**શાકંભરી**....ભાજીપાલો રોપનાર–દુર્ગાનું એક નામ.
**શિવ**....નાશ કરનાર. એનાં પણ એક હજાર નામ છે. જેમાંનાં સર્વથી જાણીતાં મહાદેવ, હર, ઈશ, તથા ઇશ્વર— એ છે. એને ત્રણ આંખ હોય છે, તથા એ માથાં ઉપર એક અર્ધચંદ્ર પેહરે છે, અને એક હાથમાં ત્રિશૂળ, તથા બીજા હાથમાં મૃદંગ પકડે છે.
**શિવદુતી**....શિવનો કાસદ.
**શૂળ**....ભાલો.
**શૂળિની**....ભાલાની ધરનાર—એક દેવી.
**સંધી**....ઝઝખલું.
**સંભ**....એક મહાદૈત્ય—નિસંભનો ભાઈ.
**સરસવતી**....બ્રહ્માની સ્ત્રી, તથા વિધ્યા હુનરની દેવી.
**સ્વધા**....મરીગયલાં પૂર્વજોના શ્રાધમાં વપરાતો એક બોલ.
**સ્વારોચિષ**....આગલા કાળનો એક મનુ.
**સ્વહા**....બળીદાનમાં વપરાતો શબ્દ.
**સામ**....ત્રિજી વેદ.
**સાવર્ણી**....આઠમો મનુ.